* પ્રાચીન પૂર્વાચાર્યોની અપૂર્વ કૃતિ. *

# મુક્તિ માર્ગ દર્શક

યાને

# ભક્તિ માળા.

પ્રકાશક,
પોપટલાલ સાકરચંદ શાહ.
ભાવનગર.

વીર સંવત ૨૪૫૯ સંવત ૧૯૮૯.

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. ગુલાબચંદ લલ્લુભાઇએ છાપ્યું.
ભાવનગર.

કીં. ૦-૬-૦

# પ્રસ્તાવના.

એમ કહેવામાં આવે છે કે પૂર્વે ૧૭૦૦ ના સૈકામાં આ ભારત ભૂમિ ઉપર લગભગ દોઢસો જેટલા વિદ્વાન મુનિ મહારાજાઓ બિરાજતા હતા. અને તે વખતે જૈનધર્મનો વિજય વાવટો ચારે દિશામાં ફરકતો હતો.

તેમાંના કેટલાક વિદ્વાન્ કવિઓ જેવા કે શ્રીમદ્ આનંદઘનજી શ્રી યશોવિજયજી. શ્રીમાનવિજયજી, શ્રીમોહનવિજયજી તથા શ્રીરામવિજયજી વિગેરે કવિઓના બનાવેલા અદ્ભૂત કાવ્યોમાંથી અમુક અમુક કાવ્યોનો આ બુકમાં સંગ્રહ કરવામાં આવ્યો અને તેથી કરીને જેમની કૃતિ છે તેમની જીવન કળાની જરાજરા કોતરણી કરી આ પ્રસ્તાવનાનો પ્રાસાદ પૂરો કરવામાં આવ્યો છે.

આનંદઘનજી મહારાજ માટે કહેવાય છે કે તેઓ અધ્યાત્મી યોગીંદ્ર જેવા હતા, તેમની કૃતિઓમાં ફક્ત સ્તવનની ચોવીશી અને પદની બહોંતેરી એ બેજ ગ્રંથ મળી આવે છે પણ એકજ સુગંધિત પુષ્પોવાળા વૃક્ષ વડે કરીને આખું વન શોભે, તેમ આ બેજ કૃતિઓએ તમામ જૈન કાવ્યોમાં વીજળીની પેઠે તમામ પ્રાણીઓના હૃદયમાં પ્રકાશ કર્યો છે, તેમના કાવ્યોના અર્થનો સંપૂર્ણ બોધ ગુરુગમ વિના થવો અસંભવિત છે. પરંતુ તેમના કરેલા કાવ્યો ઉપરથી જણાય છે કે તેમને પરમાત્માની પ્રતિમા ઉપર સંપૂર્ણ પ્રેમ હોવો જોઈએ.

કારણ કે તેઓ શ્રી વીમલનાથના સ્તવનમાં કહે છે કેઃ—

" અમિયભરી મૂર્તિ રચીરે ઉપમા ન ઘટે કોય; "

શાંત સુધારસ ઝીલતીરે નિરખત તૃપ્તિ ન હોય. વિમલ.

આ સિવાય સુવિધીનાથના સ્તવનમાં પ્રભુની પૂજાના પ્રકાર બતાવેલા છે. પોતે યોગિંદ્ર હોવા છતાં પોતાને ફક્ત પ્રભુ ભક્તિમાંજ તલ્લીન થવાની ઇચ્છા હતી. અને તે રસ્તો શોધવા માટે તેમણે અભિનંદન પ્રભુના સ્તવનમાં બહુ સારી રીતે વર્ણન કર્યું છે કે જે વાંચવાથીજ ખાત્રી થશે.

ઉપાધ્યાયજી યશોવિજયજી તથા માનવિજયજી પણ તેમનાજ સમકાલિન્ હોવા જોઇએ. કારણ કે ઉપાધ્યાયજી, આનંદઘનજી તથા માનવિજયજી બંનેના પરિચયમાં આવ્યા હતા.

ઉપાધ્યાયજીની કૃતિ માટે વર્ણન કરવું, તે મા આગળ મોસાળનું વર્ણન કરવા જેવું છે. કારણ કે તેમનાજ શબ્દોમાં કહીએ તોઃ—

" વાણી વાચક યશ તણી, કોઇ નયે ન અધુરીરે. "

બાળક જેમ બાપ પાસેથી વસ્તુ લેવાનો દાવો કરે તેવોજ દાવો ઉપાધ્યાયજી મહારાજે ભક્તિરસથી પ્રભુ પરત્વે કર્યો છે. જુઓ ૯ મા સુવિધિનાથના સ્તવનમાં શું કહે છેઃ—

લાડ કરી જે બાળક બોલેરે, માતપિતા મન અમિયને તોલેરે;

શ્રીનયવિજય વિબુધનો શિશોરે, યશ કહે એમ જાણો જગદીશોરે.

જેમ પુત્રના લક્ષણ પારણામાંથી, એવી તેમની અભુદ્દત વાતો

બાલ્યાવસ્થાથીજ સંભળાય છે જે લખતાં આ બુક કરતાં પણ વધારે લખાણ થાય તો પણ સીમા આવે તેવું નથી.

માનવિજયના સંબંધમાં કહેવાય છે કે તેમની વ્યાખ્યાનશક્તિ બહુ જબરજસ્ત હતી અને તેથી કરીને ઉપાધ્યાયજી મહારાજ કરતાં તેમના વ્યાખ્યાનમાં સમુદાય વધારે થતો હતો અને તેમના તે ગુણને આકર્ષાઈ ઉપાધ્યાયજી મહારાજ પોતે પણ એક વખત તેમના વ્યાખ્યાનમાં તેમની અદ્દભુત વક્તૃત્વશક્તિ જોઈ તેમને ધન્યવાદ આપ્યો હતો.

તેમના બનાવેલા કાવ્યોનું વર્ણન કરવું તે મોરના ઈંડામાં ચિત્રામણ પુરવા જેવું છે તો પણ તેમણે ભક્તિ વડે પ્રભુ સાથે કેવો પ્રેમરસ ઉત્પન્ન કર્યો છે તે તેમના શાંતીનાથના સ્તવન ઉપરથી જણાઈ આવે તેમ છે.

શ્રી શાંતિ જીનેશ્વર સાહીબા, તુજ નાઠે કેમ છુટાશે;
મેં લીધી કેડજ તાહરી, તે પ્રસન્ન થયે મુકાશે.

શ્રી મોહનવિજયજી લટકાળાના વિશેષણથી ઓળખાતા હતા તેમના વખતમાં યતિ લોકોનું જોર વધારે હતું અને તે પોતાના દુરાચરણ વડે લોકોને ઠગી જૈન ધર્મને કલંક લગાડતા હતા તેવા વખતમાં જેમ પોપ સત્તાનો લ્યુથરે નાશ કર્યો, તેમ યતિઓની સત્તા નાશ કરવામાં આ મહાત્માઓ ભાગ્યશાળી બન્યા હતા. એવું કહેવામાં આવે છે કે એક વખત આપણામાંથી કોઇ યતિ પાસે રાસની પ્રત લેવા ગયા હતા અને તે વખતે યતિએ મેણું માર્યું હતું કે તમારા મોહનવિજયજી લટકાળા છે તે આપશે.

આ ઉપરથી તેમણે ચંદરાજાના રાસની રચના કરી કે જે વાંચ-

વાથી જેમ અગ્નિમાં રાળ ગળે તેમ તેઓનો ગર્વ ગળી ગયો હતો—એવી અદ્ભુત શક્તિવાળા મહાત્માના બનાવેલા કાવ્યોનું વર્ણન કરવું તે હીરાને ઘસીને તેજ કાઢવા જેવું છે તેઓ મહાત્માઓ પ્રભુ ભક્તિમાં જેમ ઘણા વખતના જુદા પડેલા મિત્રો મળે અને આનંદથી ભેટી પડે તેમ ભેટી પડયા છે. જુઓ! શ્રી રૂષભદેવના સ્તવનમાં કહે છે કે **બાલપણે આપણ સસનેહી રમતા નવ નવ વેશે** તથા શાંતિનાથના સ્તવનમાં કહે છે કે—

'તું જો જલ તો હું કમલ, તું કમલ, તો હું વાસના' વિગેરે ઉપરથી ખાત્રી થયા વિના રહેતીજ નથી કે-તેમના પવિત્ર હૃદય પ્રદેશમાં ભક્તિનો ઝરો નિરંતર વહન કરતોજ હશે

બધાનું જરા જરા જીવન લખીએ તો પણ આખી બુક જુદી બની શકે તેમ છે તેથી હવે ફક્ત રામવિજયજીના સંબંધમાં જરા વર્ણન કરી પ્રસ્તાવનાની પ્રસાદી પુરી કરી તેમની કૃતિરૂપ અમૃતનું પાન કરવા આગળ જવા દઇશ.

રામવિજયજી નામના બે કવિઓની કૃતિ આ બુકમાં દાખલ કરવામાં આવેલ છે જેમાં ૧ સુમતિવિજયજીના શિષ્ય છે અને બીજા વિમલવિજયજીના શિષ્ય છે તે બંને કવિઓના જુદા જુદા વખાણ કરવા તે એકને જંબુદ્વીપના સૂર્ય અને બીજાને ધાતકી ખંડના સૂર્યના વખાણ કરવા જેવું છે અર્થાત્ તે બંને કવિઓ સૂર્યની સમાન કાવ્યશક્તિમાં સરખોજ પ્રકાશ કરી ગયા હોય તેમ કેટલીક કૃતિઓ ઉપરથી જણાય છે.

સુમતિવિજયજીના રામવિજયજીએ બનાવેલા કાવ્યો—આ બુકમાં જે દાખલ કરવામાં આવેલ છે તે સર્વને ઉપયોગી થાય તેવા છે. ભાષા

સરલ અને સ્ત્રી પુરૂષો બંનેને માટે ઉપયોગી થાય તેવા છે. અને ભક્તિપ્રદેશના ઉચ્ચ પ્રવાહમાં લઇ જાય તેવા છે જેવા કે **નારે પ્રભુ નહિ માનું** વિગેરે

અને વિમળવિજયજીના રામવિજયજીએ બનાવેલા કાવ્યોમાંથી ફક્ત એજ કાવ્યો છે પણ પાણીથી ભરેલા તપેલામાં—તેલના એજ ટીપાં જેમ વિસ્તારને પામે તેમ તે બે કાવ્યો વિસ્તાર પામે તેવા છે જુઓ સોળમા પ્રભુનું સ્તવન

મ્હારો મુજરો લેજો રાજ તથા મહાવીર સ્વામીના પંચકલ્યાણકનું સ્તવન જાણે દેવોએ સમુદ્ર મંથન કરી અમૃત કાઢયું હોય તેમ તેમણે આ પંચકલ્યાણકના સ્તવનમાં આખું મહાવીરસ્વામીનું જીવન આળેખ્યું છે,

આ ભક્તિમાળા પ્રગટ કરવાનું સુચન અત્રેના શહેરી શ્રીયુત ફુલચંદભાઈ બકોરદાસે મને કરેલું ને તેઓ તે પ્રગટ કરવામાં આવે તો તેની ચારસો કોપી પોતે ખરીદી લેશે એમ જણાવેલું પરંતુ પુસ્તક પ્રગટ થતાં પહેલાં તેઓનું શીહોર મુકામે અચાનક અવસાન થયું જેથી તેઓ પોતે આ પુસ્તકનો લાભ લઇ શક્યા નહિ. પરંતુ તેમના સુપુત્રો ભાઇ હીરાલાલ વીગેરેએ પોતાની શકિત અનુસાર લાભ લીધો છે.

ભક્તિમાળા પ્રથમ શ્રીયુત માસ્તર શામજી હેમચંદે ઘણા પરિશ્રમ પૂર્વક તૈયાર કરેલ ને તે લોકપ્રિય થઇ પડવાથી તેની લગભગ ત્રણ આવૃત્તિ થઇ ગઈ હોવા છતાં તેની અમારી પાસે માગણી થવાથી તરતમાંજ પ્રગટ કરવાની જરૂર પડી છે, માન્યવર શ્રીયુત કુંવરજીભાઇ આણંદજીએ આ પુસ્તકના પ્રુફો તપાસીને અશુદ્ધિમાંથી બચાવી લીધું છે તે બદલ તેઓશ્રીનો આભાર માનું છું. એજ

લી. **પોપટલાલ સાકરચંદ શાહ.**

# સમર્પણ.

જેમના નિર્મળ ચારિત્ર્યનો પ્રભાવ ભવ્ય
પ્રાણીઓને પ્રથમ દર્શને જ આકર્ષે છે,
પ્રપંચ માત્રથી પર રહી આત્મ-સંશો-
ધનમાં જ જે નિમગ્ન રહેલ છે
એવા યથાર્થ સદ્‌ગુણાનુરાગી
સન્મિત્ર શ્રી કર્પુરવિજયજી
મહારાજને ભક્તિભાવે
આ પુસ્તક અર્પણ
કરૂં છું.

પોપટલાલ.



સદ્‌ગુણાનુરાગી મુનિવર્ય શ્રી કર્પૂરવિજયજી મહારાજ.

# માંગલિક સ્તુતિ.

પ્રણમી શ્રી પ્રભુ વીરને પ્રથમમાં, માંગલ્યકારી સદા,
બીજા શ્રી ગુરૂ ગૌતમ ગણધરા, વંદે ટળે આપદા;
ત્રીજા શ્રી સ્થૂલિભદ્રને પ્રણમીએ, કોશ્યા ઘરે જે રહ્યા,
મૂકી તેહના ભોગ યોગ ગ્રહીને, સ્વર્ગે પછીથી ગયા. ૧

જગદેવ અનંત અભેવ પ્રભુ, કરૂં સેવ તજી અહમેવપણું;
પ્રતિમા તવરૂપ ગ્રહી ચિતમાં, સમરૂં નિજ હું ધરી ભાવ ઘણું. ૨

પ્રતિમા તુજની જન જે નિંદશે, ભમશે ભવ તેહ અનંત સદા;
પ્રતિમા તુજની જન જે વંદશે, કરશે નિજ શ્રેય બધાં ઉમદા. ૩

સુણ્યા હશે પૂજ્યા હશે નિરખ્યા હશે પણ કો ક્ષણે,
હે ! જગતબંધુ ચિત્તમાં ધાર્યા નહિ ભક્તિપણે;
જન્મ્યો પ્રભુ તે કારણે દુઃખ પાત્ર હું સંસારમાં,
હા ! ભક્તિ તે ફળતી નથી જે ભાવ શૂન્યાચારમાં. ૪

સકળકર્મવારી મોક્ષમાર્ગાધિકારી,
ત્રિભુવનઉપકારી કેવળજ્ઞાનધારી;
ભવિજન નિત્ય સેવો દેવ એ ભક્તિ ભાવે,
એહિજ જિન ભજંતા સર્વ સંપત્તિ પાવે. ૫

જિનવર પદસેવા સર્વ સંપત્તિદાઈ,
નિશદિન સુખદાઈ કલ્પવલ્લિ સહાઈ;
નમિવિનમિ લહીજે સર્વ વિદ્યા વડાઈ,
ઋષભ જિનહ સેવા સાધતાં તેહ પાઈ. ૬

છે પ્રતિમા મનોહારિણી દુઃખહરી, શ્રી વીરજિણંદની,
ભક્તોને છે સર્વદા સુખકરી, જાણે ખીલી ચાંદની;
આ પ્રતિમાના ગુણ ભાવ ધરીને, જે માણસો ગાય છે,
પામી સઘળા સુખ તે જગતના, મુક્તિ ભણી જાય છે. ૭

---

## ગુરૂની સ્તુતિ.

જે મુનિવરના નામથી નગર આ, નિત્યે રહે ગાજતું,
જેણે દઇ ઉપદેશ વેશ ભજવી, કીધું સહુ છાજતું;
જેના શિષ્યગણો જગત્ વિચરીને, બોધે બહુ લોકને,
એવા શ્રી **મુનિ વૃદ્ધિચંદ્ર** નમીએ, ટાળે સહુ શોકને.

અજ્ઞાનતિમિરાંધાનાં જ્ઞાનાંજનશલાકયા ॥
નેત્રમુન્મીલિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ ॥

ૐકારબિંદુસંયુક્તં નિત્યં ધ્યાયંતિ યોગિનઃ ॥
કામદં મોક્ષદં ચૈવ ૐકારાય નમો નમઃ ॥ ૧ ॥

દર્શનં દેવદેવસ્ય, દર્શનં પાપનાશનં ॥
દર્શનં સ્વર્ગસોપાનં, દર્શનં મોક્ષસાધનં ॥ ૨ ॥

દર્શનાત્ દુરિતધ્વંસી, વંદનાત્ વાંછિતપ્રદઃ ॥
પૂજનાત્ પૂરકઃશ્રીણાં જિનઃ સાક્ષાત્ સુરદ્રુમઃ ॥ ૩ ॥

અન્યથા શરણં નાસ્તિ, ત્વમેવ શરણં મમ ॥
તસ્માત્ કારુણ્યભાવેન, રક્ષ રક્ષ જિનેશ્વર! ॥ ૪ ॥

પાતાલે યાનિ બિંબાનિ, યાનિ બિંબાનિ ભૂતલે ॥
સ્વર્ગેઽપિ યાનિ બિંબાનિ, તાનિ વંદે નિરંતરમ્ ॥ ૫ ॥

પ્રશમરસનિમગ્નં દૃષ્ટિયુગ્મં પ્રસન્નં,
વદનકમલમંકઃ કામિનીસંગશૂન્યઃ ।
કરયુગમપિ યત્તે શસ્ત્રસંબંધવંધ્યં,
તદસિ જગતિ દેવો વીતરાગસ્ત્વમેવ ॥ ૬ ॥

અસર્વભાવેન યદૃચ્છયા વા, પરાનુવૃત્ત્યા વિચિકિત્સયા વા;
યે ત્વાં નમસ્યંતિ મુનીંદ્રચંદ્ર, તેપ્યામરીસંપદમાપ્નુવંતિ. ॥ ૭ ॥

અશોકવૃક્ષઃ સુરપુષ્પવૃષ્ટિ–ર્દિવ્યધ્વનિશ્ચામરમાસનં ચ;
ભામંડલં દુંદુભિરાતપત્રં, સત્પ્રાતિહાર્યાણિ જિનેશ્વરાણાં ॥ ૮ ॥

સરસશાંતસુધારસસાગરં, શુચિતરં ગુણરત્નમહાકરં;
ભવિકપંકજબોધદિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં ॥ ૯ ॥

અદ્ય મે સફલં જન્મ, અદ્ય મે સફલા ક્રિયા ।
શુભો દિનોદયોઽસ્માકં, જિનેંદ્ર તવ દર્શનાત્ ॥ ૧૦ ॥

અદ્ય મિથ્યાંધકારસ્ય, હંતા જ્ઞાનદિવાકરઃ ।
ઉદિતો મતશરીરેઽસ્મિન્, જિનેંદ્ર તવ દર્શનાત્ ॥ ૧૧ ॥

અદ્ય મે ક્ષાલિતં ગાત્રં, નેત્રે ચ વિમલીકૃતે ।
સ્નાતોડહં ધર્મતીર્થેષુ, જિનેંદ્ર તવ દર્શનાત્ ॥ ૧૨ ॥

અદ્ય મે કર્મસંઘાતં, વિનષ્ટં ચિરસંચિતમ્ ।
દુર્ગત્યાપિ નિવૃત્તોડહં, જિનેંદ્ર તવ દર્શનાત્ ॥ ૧૩ ॥

નહિ ત્રાતા નહિ ત્રાતા નહિ ત્રાતા જગત્ત્રયે ।
વીતરાગસમો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ ॥ ૧૪ ॥

ન કોપો ન લોભો ન માનં ન માયા ।
ન હાસ્યં ન લાસ્યં ન ગીતં ન કાન્તા ॥
ન ચાપત્ય શત્રોર્ન મિત્રં કલત્રમ્ ।
ત્વમેકં પ્રપદ્યે જિનં દેવદેવમ્ ॥ ૧૫ ॥

---

## શાર્દૂલવિક્રીડિત છંદ.

પૂર્ણાનંદમયં મહોદયમયં, કૈવલ્યચિદ્દગ્મયં ।
રૂપાતીતમયં સ્વરૂપરમણં, સ્વાભાવિકી શ્રીમયં ॥
જ્ઞાનોદ્યોતમયં કૃપારસમયં, સ્યાદ્વાદવિદ્યાલયં ।
શ્રી સિદ્ધાચલતીર્થરાજમનિશં, વન્દેહમાદીશ્વરં ॥ ૧ ॥

નિત્યાનંદપદપ્રયાણસરણી, શ્રેયોવનીસારિણી ।
સંસારાર્ણવતારણૈકતરણી, વિશ્વર્દ્ધિવિસ્તારિણી ॥
પુણ્યાંકૂરભરપ્રરોહધરણી, વ્યામોહસંહારિણી ।
પ્રીત્યૈ કસ્ય ન તેડખિલાર્ત્તિહરણી, મૂર્તિર્મનોહારિણી ॥ ૨ ॥

નેત્રાનંદકરી ભવોદધિતરી, શ્રેયસ્તરોર્મંજરી ।
શ્રીમદ્ધર્મમહાનરેંદ્રનગરી, વ્યાપલ્લતાધૂમરી ॥
હર્ષોત્કર્ષશુભપ્રભાવલહરી, રાગદ્વિષાં જિત્વરી ।
મૂર્તિઃ શ્રી જિનપુંગવસ્ય ભવતુ, શ્રેયસ્કરી દેહિનાં ॥ ૩ ॥

કિં કર્પૂરમયં સુધારસમયં, કિં ચંદ્રરોચિર્મયં ।
કિં લાવણ્યમયં મહામણિમયં, કારુણ્યકેલીમયં ॥
વિશ્વાનંદમયં મહોદયમયં, શોભામયં ચિન્મયં ।
શુકલધ્યાનમયં વપુર્જિનપતે-ર્ભૂયાદ્‌ભવાલંબનં ॥ ૪ ॥

પુણ્યાનાં વિપણિસ્તમોદિનમણિઃ કામેભકુંભસૃણી-
ર્મોક્ષે નિઃસરણિઃ સુરેંદ્રકરણિ-ર્જ્યોતિઃ પ્રભાસારિણી ॥
દાને દેવમણિર્નતોત્તમજને, શ્રેણી કૃપાસારણી-
ર્વિશ્વાનંદસુધાઘૃણિર્ભવભિદે, શ્રી પાર્શ્વચિંતામણિઃ ॥ ૫ ॥

યસ્ય પ્રૌઢતમપ્રતાપતપનઃ પ્રોદ્દામધામાજગ-
જ્જંઘાલઃ કલિકાલકેલિદલનો મોહાંધવિધ્વંસકઃ ॥
નિત્યોદ્યોતપરં સમસ્તકમલાકેલિગૃહ રાજતે ।
સ શ્રી પાર્શ્વજિનો જને હિતકૃતો ચિંતામણિઃ પાતુ માં ॥૬॥

નો રોગા નૈવ શોકા ન કલહકલના નારિમારિપ્રચારા ।
નૈવાંધ્યં નાસમાધિર્નચ દુરદુરિતે દુષ્ટ દારિદ્રયતા નો ॥
નો શાકિન્યો ગ્રહા નો ન હરિકરિગણવ્યાલવેતાલજાલા: ।
જાયંતે પાર્શ્વચિંતામણિનતિવશતઃ પ્રાણિનાં ભક્તિભાજાં ॥૭॥

વીર: સર્વસુરાસુરેંદ્રમહિતો વીરં બુધા: સંશ્રિતા: ।
વીરેણાડભિહત: સ્વકર્મનિચયો વીરાય નિત્યં નમ: ॥
વીરાત્તીર્થમિદં પ્રવૃત્તમતુલં વીરસ્ય ઘોરં તપો ।
વીરે શ્રીધૃતિકિર્ત્તિકાંતિનિચય: શ્રી વીર ભદ્રં દિશ ॥૮॥

અર્હન્તો ભગવંત ઇંદ્રમહિતા: સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતા: ।
આચાર્યા જિનશાસનોન્નતિકરા: પૂજ્યા ઉપાધ્યાયકા: ॥
શ્રી સિદ્ધાન્તસુપાઠકા મુનિવરા રત્નત્રયારાધકા: ।
પંચૈતે પરમેષ્ટિન: પ્રતિદિનં કુર્વંતુ વો મંગલં ॥૯॥

દીનોદ્ધારધુરંધરસ્ત્વદપરો નાસ્તે મદન્ય: કૃપા-
પાત્રં નાત્ર જને જિનેશ્વર તથાપ્યેતાં ન યાચે શ્રિયં ।
કિંત્વર્હન્નિદમેવ કેવલમહો સદ્બોધિરત્નં શિવં ॥
શ્રી રત્નાકરમંગલૈકનિલય શ્રેયસ્કરં પ્રાર્થયે ॥૧૦॥

---

## દશ તીર્થંકરોની સ્તુતિ.

દીક્ષા અહી પ્રથમ તીર્થ તમેજ સ્થાપ્યું,
કે ભવ્યનું કઠણ દુઃખ અનંત કાપ્યું;
એવા પ્રભુ પ્રણમીએ પ્રણયે તમોને,
મેવા પ્રભુ શિવતણા અર્પો અમોને. ॥ ૧ ॥

ભવ્યો રૂપી કમળને વિકસાવનારા,
ભાવો સમસ્ત જગના વળી જાણનારા;

કર્મો થકી અજિતને નમીને ઉમંગે,
રહેવા ચહું અહનિશે પ્રભુ આપ સંગે. ॥ ૨ ॥

ભવ્યોતણી સકળ ભીતિ નિવારનારી,
વાણી વિભુ પિયૂષના સરખી તમારી;
તે દેશના સમયની હજુ જે વિહારી,
બુદ્ધિ કરો સરળ સંભવનાથ મારી. ॥ ૩ ॥

અંભોનિધિ વિધુ થકી પ્રસરાય જેવો,
સ્યાદ્વાદ વિસ્તૃત કર્યો જગમાંહી તેવો;
તે પ્રેમથી પ્રણમીએ અભિનંદસ્વામી,
મુક્તિ મહંત સુખદાયક આજ પામી. ॥ ૪ ॥

સંધ્યાસમે રવિ જતાં શશી બ્હાર આવે,
બન્ને તણા કિરણ જ્યું નભને દીપાવે;
દેવોતણા નમનથી થઈ તેવી કાંતિ,
તે શ્રી પ્રભુ સુમતિના ચરણેજ શાંતિ. ॥ ૫ ॥

મોહાદિ વૈરી હણવા વપુ લાલ કીધું,
તેને હણી ક્ષણિકમાં શિવસુખ લીધું;
તે પદ્મના ચરણમાં મધુકર બનીને,
રેવું ગમે અહનિશે અમને રમીને. ॥ ૬ ॥

સંઘો રૂપી ગગનમંડલમાંહી વ્યાપી,
ને સૂર્યની જેમ રહી સહુ ધ્વાંત કાપી;

જેના પ્રતાપ બળથી મઘવા નમે છે,
તે શ્રી સુપાર્શ્વચરણો અમને ગમે છે. ॥ ૭ ॥

ફીક્કો પડે રવિ થતાં જગ ચંદ્ર તે ક્યાં ?
ને શુકલધ્યાન સરખું પ્રભુસુખ તે ક્યાં ?
જે દેવતા મનુજના મનને હરે છે,
તે નાથ ચંદ્રચરણે ચિતડું ઠરે છે. ॥ ૮ ॥

હસ્તે રહી અમલ નીર જણાય જેવું,
જ્ઞાને કરી નીરખતાં જગ સર્વ તેવું;
જેનો પ્રતાપ મહિમા નવિ ચિંતવાએ,
તે શ્રી સુવિધિચરણે મન શાંત થાએ. ॥ ૯ ॥

વર્ષાવીને નવીન મેઘતણી જ ધારા,
પ્રાણીતણો પૂરણ હર્ષ વધારનારા;
સ્યાદ્વાદ અમૃત જરા અમ ઉર નાંખો,
ને ચર્ણમાં શરણ શીતલનાથ રાખો. ॥ ૧૦ ॥

---

## પ્રભાતીયા પ્રારંભ.

આબુ અષ્ટાપદ ગીરનાર, સમેતશિખર શેત્રુંજો સાર;
પંચે તીરથ ઉત્તમ ઠામ, સિદ્ધિ વર્યા તેને કરૂં પ્રણામ. ૧

નિત્ય નિત્ય ઉઠી કરૂં પ્રણામ, શિયળવંતના લીજે નામ;
પહેલાં નેમ જિનેશ્વર રાય, બાળબ્રહ્મચારી લાગું પાય. ૨

બીજા જંબૂ હોય વૈરાગ, અષ્ટ રમણીનો કીધો ત્યાગ;
ત્રીજા સ્થૂલિભદ્ર સ્વામી સુજાણ, કોશ્યા પ્રતિબોધી ગુણખાણ. ૩

ચોથા સુદર્શન શેઠ ગુણવંત, જેણે કીધો ભવનો અંત;
પાંચમા વિજય શેઠ નરનાર, વ્રત પાળી ઉતર્યા ભવપાર. ૪

એની જે જન કીરતિ કરે, શીવરમણી તે હેલા વરે;
પ્રભાતે ઉઠી જે ગુણ ગાય, તસ ઘર લક્ષ્મી લ્હેરે થાય. ૫

---

## શ્રી ગૌતમસ્વામીનો છંદ.

વીર જિનેશ્વર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદિશ;
જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ૧

ગૌતમ નામે ગિરિવર ચઢે, મનવંચ્છિત હેલા સંપજે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંયોગ. ૨

જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા;
ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમના કરૂં વખાણ. ૩

ગૌતમ નામે નિર્મલ કાય, ગૌતમ નામે વાધે આય;
ગૌતમ જિનશાસન શણગાર, ગૌતમ નામે જયજયકાર. ૪

શાળ દાળ સુરહા ઘૃત ગોળ, મનવાંચ્છિત કાપડ તંબોલ;
ઘરે સુઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫

ગૌતમ ઉદયો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગજાણ;
મ્હોટા મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ. ૬

ઘર મયગલ ઘોડાની જોડ, વારૂ પહોંચે વંચ્છિત કોડ;
મહિયલ માને મોટા રાય, જો ત્રુઠે ગૌતમના પાય. ૭

ગૌતમ પ્રણુમ્યા પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે;
ગૌતમ નામે નિર્મલ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન. ૮

પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ;
કહે લાવણ્યસમય કરજોડ, ગૌતમ ત્રુઠે સંપત્તિ કોડ. ૯

---

## શ્રી શંખેશ્વરા પાર્શ્વનાથનો છંદ.

પાસ સંખેશ્વરા સાર કર સેવકાં, દેવ કાં એવડી વાર લાગે;
કોડી કર જોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે. ૧

પ્રગટ થા પાસજી મેલી પડદો પરો, મોડ અસુરાણને આપ છોડો;
મુજ મહિરાણ મંજુષમાં પેસીને, ખલકના નાથજી બંધ ખોલો. ૨

જગતમાં દેવ જગદિશ તું જાગતો, એમ શું આજ જિનરાજ ઉંઘે;
મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાન દે જેહ જગ કાળ મોંઘે. ૩

ભીડ પડી જાદવા જોર લાગી જરા, તતક્ષણ ત્રિકમે તુજ સંભાર્યો;
પ્રગટ પાતાળથી પલકમાં તેં પ્રભુ, ભક્તજન તેહનો ભય નિવાર્યો. ૪

આદિ અનાદિ અરિહંત તું એક છે, દીન દયાળ છે કોણ દુજો;
ઉદયરતન કહે પ્રગટ પ્રભુ પાસજી, પામી ભયભંજનો એહ પૂજો. ૫

---

# શ્રી સોળ સતીનો છંદ.

આદિનાથ આદે જિનવર વંદી, સફળ મનોરથ કીજીયે એ;
પ્રભાતે ઉઠી મંગલિક કામે, સોળ સતીના નામ લીજીયે એ. ૧
બાળકુમારી જગ હિતકારી, બ્રાહ્મી ભરતની બ્હેનડી એ;
ઘટ ઘટ વ્યાપક અક્ષરરૂપે, સોળ સતી માંહે જે વડી એ. ૨
બાહુબળ ભગિની સતીય શિરોમણિ, સુંદરી નામે ઋષભસુતા એ;
અંકસ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનુપમ ગુણજુતા એ. ૩
ચંદનબાલા બાલપણાથી, શિયલવતી શુદ્ધ શ્રાવિકા એ;
અડદના બાકુલા વીર પ્રતિલાભ્યા, કેવલ લહી વ્રત ભાવિકા એ. ૪
ઉગ્રસેનધૂઆ ધારિણીનંદની, રાજીમતિ નેમવલ્લભા એ;
જોબન વેશે કામને જીત્યો, સંયમ લેઈ દેવદુલ્લભા એ. ૫
પંચ ભરથારી પાંડવનારી, દ્રુપદતનયા વખાણીયે એ;
એકસો આઠે ચીર પૂરાણા, શિયલ મહિમા તસ જાણીયે એ. ૬
દશરથ નૃપની નારી નિરૂપમ, કોશલ્યા કુળચંદ્રિકા એ;
શીયલ સલુણી રામજનેતા, પુણ્યતણી પરનાલિકા એ. ૭
કોશાંબિક ઠામે શતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીયો એ;
તસ ઘર ગૃહિણી મૃગાવતી સતી, સુરભુવને જસ ગાજીયો એ. ૮
સુલસા સાચી શિયલે ન કાચી, રાચી નહીં વિષયારસે એ;
સુખડું જોતાં પાપ પલાયે, નામ લેતાં મન ઉલ્લસે એ. ૯

રામ રઘુવંશી તેહની કામિની, જનકસુતા સીતા સતીએ;
જગ સહુ જાણે ધીજ કરંતા, અનલ શીતળ થયો શિયલથી એ. ૧૦

કાચે તાંતણે ચાલણી બાંધી, કુવા થકી જળ કાઢીયું એ;
કલંક ઉતારવા સતી સુભદ્રાએ, ચંપા બાર ઉઘાડીયું એ. ૧૧

સુરનરવંદિત શિયલ અખંડિત, શિવા શિવપદગામિની એ;
જેહને નામે નિર્મળ થઇયે, બલિહારી તસ નામની એ. ૧૨

હસ્તિનાગપુરે પાંડુરાયની, કુંતા નામે કામિની એ;
પાંડવમાતા દશે દશાર્હની, બહેન પતિવ્રતા પદ્મિની એ. ૧૩

શીલવતી નામે શીલવ્રતધારિણી, ત્રિવિધે તેહને વંદીયે એ;
નામ જપંતાં પાતક જાયે, દરિસણ દુરિત નિકંદીએ એ. ૧૪

નિષધા નગરે નળહ નરિંદની, દમયંતી તસ ગેહિની એ,
સંકટ પડતાં શિયલજ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ. ૧૫

અનંગ અજીતા જગજનપૂજિતા, પુષ્પચૂલા ને પ્રભાવતી એ;
વિશ્વવિખ્યાતા કામિતદાતા, સોલમી સતી પદ્માવતી એ. ૧૬

વીરે ભાખી શાસ્ત્રે સાખી, ઉદયરત્ન ભાખે મુદા એ;
વ્હાણું વાતાં જે નર ભણશે, તે લહેશે સુખ સંપદા એ. ૧૭

---

# શ્રી શંખેશ્વર પાર્શ્વજિન છંદ.

સેવો પાસ શંખેશ્વરો મન શુધ્ધે, નમો નાથ નિશ્ચે કરી એક બુધ્ધે;
દેવી દેવલાં અન્યને શું નમો છો, અહો ભવ્ય લોકો ભુલા કાં ભમો છો.

ત્રિલોકના નાથને શું તજો છો, પડ્યા પાસમાં ભૂતને કાં ભજો છો;
સુરધેનુ છંડી અજા શું અજો છો, મહાપંથ મૂકી કુપંથે વ્રજો છો.

તજે કોણ ચિંતામણિ કાચ માટે, ગ્રહે કોણ રાસભને હસ્તી સાટે;
સુરદ્રુમ ઉપાડી કોણ આક વાવે, મહામૂઢ તે આકુલા અંત પાવે.

કીહાં કાંકરો ને કીહાં મેરૂશૃંગ, કીહાં કેશરી ને કીહાં તે કુરંગ;
કીહાં વિશ્વનાથ કીહાં અન્ય દેવા, કરો એક ચિત્તે પ્રભુ પાસ સેવા.

પૂજો દેવી પ્રભાવતી પ્રાણનાથ, સહુ જીવને જે કરે છે સનાથ;
મહાતત્ત્વ જાણી સદા જેહ ધ્યાવે, તેનાં દુઃખ દારિદ્રય દૂરે પલાવે.

પામી માનુષોને વૃથા કાં ગમો છો, કુશીલે કરી દેહને કાં દમો છો;
નહીં મુક્તિવાસ વિના વીતરાગ, ભજો ભગવંત તજો દ્રષ્ટિરાગ.

ઉદયરત્ન ભાખે સદા હેત આણી, દયાભાવ કીજે પ્રભુ દાસ જાણી;
આજે માહરે મોતીડે મેહ વુઠા, પ્રભુ પાસ શંખેશ્વરો આપ તુઠા.

---

# શ્રી ગૌતમસ્વામીનો છંદ.

રાગ પ્રભાતિ.

માત પૃથ્વીસુત પ્રાત ઉઠી નમો, ગણધરા ગૌતમ નામ ગેલે;
ગ્રહ સમે પ્રેમશું જેહ ધ્યાતાં સદા, ચઢતી કળા હોય વંશ વેલે. મા૦ ૧

વસુભૂતિનંદન વિશ્વજનવંદન, દુરિતનિકંદન નામ જેહનું;
અભેદ બુદ્ધે કરી ભવિજન જે ભજે, પૂર્ણ પહોંચે સહી ભાગ્ય તેહનું. મા.૨

સુરમણિ જેહ ચિંતામણિ સુરતરૂ, કાંમિત પૂરણ કામધેનુ;
એહ ગૌતમતણું ધ્યાન હૃદયે ધરો, જેહ થકી અધિક નહીં મહાત્મ્ય કેહનું. મા૦ ૩

જ્ઞાન બળ તેજ ને સકળ સુખ સંપદા, ગૌતમ નામથી સિદ્ધિ પામે;
અખંડ પ્રચંડ પ્રતાપ હોય અવનીમાં, સુરનર જેહને શીશ નામે. મા.૪

પ્રણવ આદે ધરી માયા બીજે કરી, સ્વમુખે ગૌતમ નામ ધ્યાયે;
કોડિ મનકામના સફળ વેગે ફળે, વિઘ્ન વૈરી સવે દૂર જાયે. મા૦ ૫

દુષ્ટ દૂરે ટલે સ્વજન મેળો મળે, આધિ ઉપાધિ ને વ્યાધિ નાસે;
ભૂત ને પ્રેતનાં જોર ભાંજે વળી, ગૌતમ નામ જપતાં ઉલ્લાસે. મા૦ ૬

તીર્થ અષ્ટાપદે આપ લબ્ધે જઈ, પન્નરશેં ત્રણને દિખ દીધી;
અઠમને પારણે તાપસ કારણે, ક્ષીર લબ્ધે કરી અખૂટ કીધી. મા૦ ૭

વરસ પચાસ લગે ગૃહવાસે વસ્યા, વરસ વળી ત્રીશ કરી વીર સેવા;
બાર વરસાં લગે કેવળ ભોગવ્યું, ભક્તિ જેહની કરે નિત્ય દેવા. મા૦ ૮

મહિયલ ગૌતમ ગોત્ર મહિમા નિધિ, ગુણનિધિ ઋદ્ધિ ને સિદ્ધિદાઇ;
ઉદય જશ નામથી અધિક લીલા લહે, સુજસ સૌભાગ્ય દોલત સવાઇ. મા૦ ૯

( ૨ )

ઉઠી પરભાતમાં મંગલ કારણે, વારણે જગતના દુષ્ટ કામો;
પવિત્ર આ જગતમાં થઈ ગયા આતમા, લીજીએ તેહના શુદ્ધ નામો. ૧

પ્રથમ શ્રી નેમિ જિણંદને પ્રણમીયે, સ્નેહથી આપશે શુદ્ધ બુદ્ધિ;
બાળથી બ્રહ્મચારી રહી જેમણે, મેળવી મોક્ષની અચળ ઋદ્ધિ. ઉઠી.૨.

ઉપકારી પ્રભુ વીરને પ્રણમીયે, જેમણે સાંપ્રતે સુખ દીધું;
ઉપસર્ગો બહુ સહન જેણે કરી, કઠણ કર્મો હરી મોક્ષ લીધું. ઉઠી. ૩

પ્રણમીયે પ્રેમથી ગૌતમ ગણધરા, જેમના નામથી થાય સિદ્ધિ;
ફોરવી જેમણે લબ્ધિ અષ્ટાપદે, ક્ષીરને પાત્રમાં અખૂટ કીધી. ઉઠી. ૪

અષ્ટ રમણીતણો ત્યાગ જેણે કર્યો, પ્રણમીયે પ્રેમથી જંબૂસ્વામી;
આધિ ઉપાધિ ને વ્યાધિઓ નાસવે, ચરિમ આ ક્ષેત્રના મોક્ષગામી. ઉ.

શ્રી સ્થૂલિભદ્રને સ્નેહથી પ્રણમીયે, જેમણે જીતિયો કામરાજા;
બુઝી વેશ્યા અને શુદ્ધ લેશ્યા કરી, મેળવ્યા સ્વર્ગના સુખ તાજા. ઉ. ૬

વિજય શેઠ ને નાર વિજયા વળી, પ્રણમતાં પાપ તો નાશ પામે;
આડી તલવાર રાખી અને ઉંઘતાં, પાળવા વ્રતને મોક્ષ કામે. ઉઠી. ૭

જેમની કીર્ત્તી આ જગતમાં ઝળહળે, તેમના ગુણ જે ગાય પ્રીતે;
મોક્ષઋદ્ધિ અને સિદ્ધિઓ સાંપડે, **શામજી** ગાય છે આવી નિત્યે. ઉઠી ૮

# શ્રી રત્નાકર પચ્ચિશી.

( ગુજરાતી ભાષાંતર. )

મંદિર છો મુક્તિતણા માંગલ્ય ક્રીડાના પ્રભુ,
ને ઈંદ્ર નર ને દેવના સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું ભંડાર જ્ઞાનકળાતણા. ॥ ૧ ॥

ત્રણ જગતના આધાર ને અવતાર હે કરૂણાતણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ સંસારનાં દુઃખોતણા;
વીતરાગ વલ્લભ વિશ્વના તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને આ હૃદય હું ખાલી કરૂં. ॥ ૨ ॥

શું બાળકો માબાપ પાસે બાળક્રીડા નવ કરે,
ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે;
તેમજ તમારી પાસ તારક! આજ ભોળા ભાવથી,
જેવું બન્યું તેવું કહું તેમાં કશું ખોટું નથી. ॥ ૩ ॥

મેં દાન તો દીધું નહિ અને શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ શુભ ભાવ પણ ભાવ્યો નહિ;
એ ચાર ભેદે ધર્મમાંથી કાંઈ પણ પ્રભુ નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું. ॥ ૪ ॥

હું ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભ સર્પ ડશ્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે હું કેમ કરી ધ્યાવું તને ?,
મન મારૂં માયાજાળમાં મોહન ! મહા મુંજાય છે,
ચડી ચાર ચોરો હાથમાં ચેતન ઘણો ચગદાય છે. ॥ ૫ ॥

મેં પરભવે કે આ ભવે પણ હિત કાંઈ કર્યું નહિં,
તેથી કરી સંસારમાં સુખ અલ્પ પણ પામ્યો નહિ;
જન્મો અમારા જિનજી ! ભવપૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા. ॥ ૬ ॥

અમૃત ઝરે તુજ મુખરૂપી ચંદ્રથી તો પણ પ્રભુ!
ભિંજાય નહિ મુજ મન અરેરે ! શું કરૂં હું તો વિભુ ?
પત્થરથકી પણ કઠણ મારૂં મન ખરે કયાંથી દ્રવે ?
મરકટ સમા આ મનથકી હું તો પ્રભુ હાર્યો હવે. ॥ ૭ ॥

ભમતાં મહા ભવસાગરે પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન-દર્શન-ચરણરૂપી રત્નત્રય દુષ્કર ઘણા;
તે પણ ગયા પરમાદના વશથી પ્રભુ ! કહું છું ખરૂં,
કોની કને કિરતાર ! આ પોકાર હું જઈને કરૂં. ॥ ૮ ॥

ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યના રંગો ધર્યા,
ને ધર્મના ઉપદેશ રંજન લોકને કરવા કર્યા;
વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું,
સાધુ થઈને બહારથી દાંભિક અંદરથી રહું. ॥ ૯ ॥

મેં મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઈને,
ને નેત્રને નિંદિત કર્યાં પરનારીમાં લપટાઈને;
વળી ચિત્તને દોષિત કર્યું ચિંતી નઠારૂં પરતણું,
હે નાથ! મારૂં શું થશે ચાલાક થઇ ચૂકયો ઘણું. ॥ ૧૦ ॥

કરે કાળજાને કતલ પીડા કામની બિહામણી,
એ વિષયમાં બની અંધ હું વિડંબના પામ્યો ઘણી;
તે પણ પ્રકાશ્યું આજ લાવી લાજ આપતણી કને,
જાણો સહુ તેથી કહું કર માફ મારા વાંકને. ॥ ૧૧ ॥

નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાકયોવડે હણી આગમોની વાણીને;
કુદેવની સંગતથકી કર્મો નકામાં આચર્યાં,
મતિભ્રમથકી રત્નો ગુમાવી કાચ કટકા મેં ગ્રહ્યા. ॥ ૧૨ ॥

આવેલ દૃષ્ટિમાર્ગમાં મૂકી મહાવીર આપને,
મેં મૂઢધીએ હૃદયમાં ધ્યાયા મદનના ચાપને;
નેત્રબાણો ને પયોધર નાભી ને સુંદર કટિ,
શણગાર સુંદરીઓતણા છટકેલ થઇ જોયા અતિ ॥ ૧૩ ॥

મૃગનયની સમ નારીતણાં મુખચંદ્ર નિરખવા વતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો અલ્પ પણ ગૂઢો અતિ;
તે શ્રુતરૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે બચું કેમ હું આ પાપથી ? ॥ ૧૪ ॥

સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણતણો નથી,
ઉત્તમ વિલાસ કળાતણી દેદીપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તો પણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરૂં,
ચોપાટ ચાર ગતિતણી સંસારમાં ખેલ્યા કરૂં. ॥ ૧૫ ॥

આયુષ્ય ઘટતું જાય તો પણ પાપબુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવ મટે;
ઔષધ વિષે કરૂં યત્ન પણ હું ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હું પાયા વિનાના ઘર ચણું. ॥ ૧૬ ॥

આત્મા નથી પરભવ નથી વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વીની કટુ વાણી મેં ધરી કાન પીધી સ્વાદથી;
રવિ સમ હતા જ્ઞાને કરી પ્રભુ ! આપશ્રી તો પણ અરે !
દીવો લઈ કુવે પડયો ધિક્કાર છે મુજને ખરે ! ॥ ૧૭ ॥

મેં ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ;
પામ્યો પ્રભુ નરભવ છતાં રણમાં રડ્યા જેવું થયું,
ધોબીતણા કુત્તા સમું મમ જીવન સહુ એળે ગયું. ॥ ૧૮ ॥

હું કામધેનુ કલ્પતરૂ ચિંતામણિના પ્યારમાં,
ખોટાં છતાં ઝંખ્યો ઘણું બની લુબ્ધ આ સંસારમાં;
જે પ્રગટ સુખ દેનાર ત્હારો ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ કર કરૂણા કંઈ ॥ ૧૯ ॥

મેં ભોગ સારા ચિંતવ્યા તે રોગસમ ચિંત્યા નહિ,
આગમન ઇચ્છયું ધનતણું પણ મૃત્યુને પ્રીછયું નહિ;
નહિ ચિંતવ્યું મેં નર્ક કારાગૃહ સમી છે નારીઓ,
મધુબિંદુની આશા મહીં ભયમાત્ર હું ભૂલી ગયો. ॥ ૨૦ ॥

હું શુદ્ધ આચારોવડે સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના યશ પણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થનાં ઉદ્ધાર આદિ કોઇ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે ! આ લક્ષ ચોરાશીતણા ફેરા ફર્યા. ॥ ૨૧ ॥

ગુરૂવાણીથી વૈરાગ્ય કેરો રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણાં વાક્યો મહીં શાન્તિ મળે ક્યાંથી મને ?
તરૂં કેમ હું સંસાર આ અધ્યાત્મ તો છે નહિ જરી,
તૂટેલ તળીયાનો ઘડો જળથી ભરાયે ક્યમ કરી ? ॥ ૨૨ ॥

મેં પરભવે નથી પુણ્ય કીધું ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો ક્યાંથી થશે હે નાથજી ?
ભૂત ભાવી ને સાંપ્રત ત્રણે ભવ નાથ ! હું હારી ગયો,
સ્વામી ! ત્રિશંકુ જેમ હું આકાશમાં લટકી રહ્યો. ॥ ૨૩ ॥

અથવા નકામું આપ પાસે નાથ ! શું બકવું ઘણું,
હે દેવતાના પૂજ્ય ! આ ચારિત્ર મુજ પોતાતણું;
જાણો સ્વરૂપ ત્રણ લોકનું તો માહરૂં શું માત્ર આ,
જ્યાં ક્રોડનો હિસાબ નહિં ત્યાં પાઈની તો વાત ક્યાં ? ॥ ૨૪ ॥

મ્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ !
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં જોતાં જડે હે વિભુ
મુક્તિ મંગળસ્થાન ! તોય મુજને ઇચ્છા ન લક્ષ્મીતણી,
આપો સમ્યગ્રત્ન **શ્યામ** જીવને તો તૃપ્તિ થાયે ઘણી ॥ ૨૫ ॥

---

કિં કર્પૂરમયી સુધારસમયી પીયૂષ તેજોમયી,
કિં ચૂર્ણીકૃતચંદ્રમંડળમયી કિં ભદ્રલક્ષ્મીમયી;
કિં વાનન્દમયી કૃપારસમયી કિં સાધુમુદ્રામયી,
અન્તર્મે હૃદિ નાથ મૂર્તિરમલા નો ભાવિ કિં કિં મયી. ૧

ઐન્દ્રશ્રેણીનતા પ્રતાપભવનં ભવ્યાંગીનેત્રામૃતં,
સિદ્ધાન્તોપનિષદ્વિચારચતુરૈઃ પ્રીત્યા પ્રમાણિકૃતા;
મૂર્તિ સ્ફુર્તિ મતિ સદા વિજયતે જૈનેશ્વરી વિસ્ફુરન્,
મોહોન્માદઘનપ્રમાદમદિરા—મત્તૈરનાલોકિતા. ૨



# ચૈત્યવંદનો.

## શ્રી શાંતિજિન ચૈત્યવંદન.

સકળકુશળવલ્લી પુષ્કરાવર્ત્તમેઘો ।
દુરિતતિમિરભાનુઃ કલ્પવૃક્ષોપમાનઃ ॥
ભવજલનિધિપોતઃ સર્વસંપત્તિહેતુઃ ।
સ ભવતુ સતતં વઃ શ્રેયસે શાંતિનાથઃ ॥૧॥

---

જય જય તું જિનરાજ આજ, મળીયો મુજ સ્વામી;
અવિનાશી અકલંકરૂપ, જગ અંતરજામી. ॥ ૧ ॥
રૂપારૂપી ધર્મ દેવ, આતમ આરામી;
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવલીલા પામી. ॥ ૨ ॥
સિદ્ધ બુદ્ધ તુજ વંદતાએ, સકળ સિદ્ધિ વરબુદ્ધ;
રામ પ્રભુ ધ્યાને કરી, પ્રગટે આતમ ઋદ્ધ. ॥ ૩ ॥
કાળ બહુ સ્થાવર ઘરે, ભમીયો ભવમાંહી;
વિકલેંદ્રિય માંહી વસ્યો, સ્થિરતા નહીં ક્યાંહી. ॥ ૪ ॥
તિર્યંચ પંચેદ્રિય માંહી દેવ, કરમે હું આવ્યો;
કરી કૂકર્મ નરકે ગયો, તુમ દરિશન નહિ પાયો. ॥ ૫ ॥
એમ અનંત કાળે કરીએ, પામ્યો નર અવતાર;
હવે જગતારક તું મળ્યો, ભવજળ પાર ઉતાર. ॥ ૬ ॥

તુજ મૂરતિને નિરખવા, મુજ નયણા તરસે;
તુમ ગુણગણને બોલવા, રસના મુજ હરસે. ॥ ૧ ॥
કાયા અતિ આનંદ મુજ, તુમ યુગ પદ ફરસે;
તો સેવક તાર્યા વિના, કહો કેમ હવે સરશે ? ॥ ૨ ॥
એમ જાણીને સાહિબાએ, નેકનજર મુજ જોય;
જ્ઞાનવિમળ પ્રભુ નજરથી, તે શું જે નવી હોય. ॥ ૩ ॥

---

જય ચિંતામણિ પાર્શ્વનાથ, જય ત્રિભુવન સ્વામી;
અષ્ટ કર્મ રિપુ જીતીને, પંચમી ગતિ પામી. ॥ ૧ ॥
પ્રભુ નામે આનંદકંદ, સુખ સંપત્તિ લહીએ;
પ્રભુ નામે ભવભવતણાં, પાતક સબ દહીએ. ॥ ૨ ॥
ૐ હ્રીં વર્ણ જોડી કરીએ, જપીએ પાર્શ્વ નામ;
વિષ અમૃત થઈ પરિગમે, લહીએ અવિચલ ઠામ ॥ ૩ ॥

## શ્રી સીમંધર જિન ચૈત્યવંદન.

શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તુમે ઉપકારી;
શ્રી શ્રેયાંસ પિતા કુલે, બહુ શોભા તુમારી. ॥ ૧ ॥
ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછને બિરાજમાન, વંદે નર નારી. ॥ ૨ ॥
ધનુશ પાંચષેં દેહડીએ, સોહીએ સોવન વાન;
કીર્તિવિજય ઉવઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન. ॥ ૩ ॥

---

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો;
કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો. ૧

સકળ ભક્ત તુમે ધણી, જો હોવે અમ નાથ;
ભવોભવ હું છું તાહરો, નહીં મેલું હવે સાથ. ૩

સયલ સંગ છંડી કરી એ, ચારિત્ર લઇશું;
પાય તુમારા સેવીને, શિવરમણી વરશું. ૨

એ અલજો મુજને ઘણો એ, પૂરો સીમંધર દેવ
ઇહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ. ૪

## શ્રી આદિજિન ચૈત્યવંદન.

અરિહંત નમો ભગવંત નમો, પરમેશ્વર જિનરાજ નમો;
પ્રથમ જિનેશ્વર પ્રેમે પેખત, સિધ્યાં સઘળાં કાજ નમો. અ૦ ૧

પ્રભુ પારંગત પરમ મહોદય, અવિનાશી અકલંક નમો;
અજરામર અદ્ભુત અતિશયાનિધિ.પ્રવચન જલધિમયંક નમો.અ૦૨

તિહુયણ ભવિયણ જન મન વંછિત, પૂરણ દેવ રસાલ નમો;
લળી લળી પાય નમું હું ભાળે, કર જોડીને ત્રિકાળ નમો—અ૦ ૩

સિદ્ધ બુદ્ધ તું જગ જન સજ્જન, નયનાનંદન દેવ નમો;
સકલ સુરાસુર નરવર નાયક, સારે અહનિશ સેવ નમો. અ૦ ૪

તું તીર્થંકર સુખકર સાહિબ, તું નિષ્કારણ બંધુ નમો;
શરણાગત જીવને હિતવત્સલ, તુંહિ કૃપારસ સિંધુ નમો. અ૦ ૫

કેવલજ્ઞાનાદર્શે દર્શિત, લોકાલોક સ્વભાવ નમો;
નાશિત સકલ કલંકકલુષગણ, દુરિત ઉપદ્રવ ભાવ નમો. અ૦ ૬

જગચિંતામણિ જગગુરૂ જગહિત–કારક જગજનનાથ નમો;
ઘોર અપાર ભવોદધિતારણ, તું શિવપુરનો સાથ નમો. અ૦ ૭

અશરણ શરણ નિરાગ નિરંજન, નિરૂપાધિક જગદીશ નમો;
બોધિ દીઓ અનુપમ દાનેશ્વર, જ્ઞાનવિમલ સૂરીશ નમો. અ૦ ૮

---

આદિદેવ અલવેસરૂ, વિનીતાનો રાય;
નાભિરાયા કુલમંડણો, મરૂદેવા માય. ૧

પાંચશેં ધનુષની દેહડી, પ્રભુજી પરમ દયાલ;
ચોરાશી લાખ પૂર્વનું, જસ આયુ વિશાલ. ૨

વૃષભ લંછન જિન [1]વૃષધરૂએ, ઉત્તમ ગુણ મણિખાણ;
તસ પદ પદ્મ સેવનથકી, લહીએ અવિચલ ઠાણ. ૩

## શ્રી શાંતિજિન ચૈત્યવંદન.

જય જય શાંતિ જિણંદ દેવ, હથિણાપુર સ્વામી;
વિશ્વસેન કુલ ચંદ સમ, પ્રભુ અંતરજામી. ૧

અચીરા ઉર સર હંસ જિમ, જિનવર જયકારી;
મારી રોગ નિવારકે, કીર્તિ વિસ્તારી. ૨

---

૧ વૃષ–ધર્મને ધારણ કરનાર.

સોલમા જિનવર પ્રણમીએં એ, નિત ઉઠી નમી શીશ;
સુર નર ભૂપ પ્રસન્ન મન, નમતાં વાધે જગીશ. ૩

## શ્રી સિદ્ધાચળનું ચૈત્યવંદન.

વિમલ કેવળ જ્ઞાન કમલા, કલિત ત્રિભુવન હિતકરં;
સુરરાજસંસ્તુત ચરણપંકજ, નમો આદિ જિનેશ્વરં. ૧
વિમલગિરિવર શૃંગ મંડણ, પ્રવર ગુણ ગણ ભૂધરં;
સુર અસુર કિન્નર કોડિ સેવિત, નમો આદિ જિનેશ્વરં. ૨
કરત નાટક કિન્નરી ગણ, ગાય જિન ગુણ મનહરં;
નિર્જરાવલી[1] નમે અહોનિશ, નમો આદિ જિનેશ્વરં. ૩
પુંડરીક ગણપતિ[2] સિદ્ધિ સાધી, કોડીપણ[3] મુનિ મનહરં,
શ્રી વિમલગિરિવર શૃંગ સિદ્ધા, નમો આદિ જિનેશ્વરં. ૪
નિજ સાધ્ય સાધક સુર મુનિવર, કોડીનંત[4] એ ગિરિવરં;
મુક્તિરમણી વર્યા રંગે, નમો આદિ જીનેશ્વરં. ૫
પાતાલ નર સુર લોકમાંહિ, વિમલગિરિવરતો[5] પરં;
નહિ અધિક તીરથ તીર્થપતિ કહે, નમો આદિ જિનેશ્વરં. ૬
એમ વિમલ ગિરિવર શિખર મંડણ, દુઃખ વિહંડણ ધ્યાઇએ;
નિજ શુદ્ધ સત્તા સાધનાર્થે, પરમ જ્યોતિને[6] પાઇએ. ૭
જિત મોહ કોહ વિછોહ નિદ્રા, પરમપદ સ્થિત જયકરં;
ગિરિરાજ સેવા કરણ તત્પર, પદ્મવિજય સુહિતકરં. ૮

---

૧ દેવોની શ્રેણી. ૨ ગણધર. ૩ પાંચ ક્રોડ. ૪ અનંતા ક્રોડ.
૫ વિમળાચળથી શ્રેષ્ઠ. ૬ કેવળજ્ઞાન.

# શ્રી ચોવીશ જિનના સમકિતથી ભવ ગણત્રીનું ચૈત્યવંદન.

પ્રથમ તીર્થંકરતણા હુવા, ભવ તેર કહીજે;
શાંતિતણા ભવ બાર સાર, નવ ભવ નેમ લહીજે. ૧

દશ ભવ પાસ જિણંદના, સત્તાવીશ શ્રીવીર;
શેષ તીર્થંકર ત્રિહું ભવે, પામ્યા ભવજલ તીર. ૨

જિહાંથી સમકિત ફરશીયું એ, તિહાંથી ગણીએ તેહ;
ધીરવિમલ પંડિતતણો, જ્ઞાનવિમલ ગુણગેહ. ૩

---

આદિ દેવ અરિહંત નમું, સમરૂં તારૂં નામ;
જ્યાં જ્યાં પ્રતિમા જિનતણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ ૧

શેત્રુંજે શ્રી આદિદેવ, નેમ નમું ગિરનાર;
તારંગે શ્રી અજિતનાથ, આબુ ઋષભ જુહાર. ૨

અષ્ટાપદ ગિરિ ઉપરે, જિન ચોવીશે જોય;
મણિમય મૂરતિ માનશું, ભરતે ભરાવી સોય. ૩

સમેતશિખર તીરથ વડો, જિહાં વીશે જિન પાય;
વૈભારગિરિવર ઉપરે, શ્રી વીર જિનેશ્વર રાય. ૪

માંડવગઢનો રાજીયો, નામે દેવ સુપાસ;
ઋષભ કહે જિન સમરતાં, પહોંચે મનની આશ. ૫

## શ્રી પંચપરમેષ્ઠી ચૈત્યવંદન.

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧
આચારજ ગુણ છત્રીશ, પચવીશ ઉવજ્ઝાય;
સત્તાવીશ ગુણ સાધુના, જપતાં શિવ સુખ થાય. ૨
અષ્ટોત્તર શત ગુણ મળીએ, એમ સમરો નવકાર;
ધીરવિમલ પંડિતતણો, નય પ્રણમે નિત સાર. ૩

## બીજ તિથિનું ચૈત્યવંદન.

દુવિધ ધર્મ જેણે ઉપદિશ્યો, ચોથા અભિનંદન;
બીજે જન્મ્યા તે પ્રભુ, ભવ દુઃખ નિકંદન. ૧
દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન;
એમ પ્રકાશ્યું સુમતિ જિને, તે ચવિયા બીજ દિન. ૨
દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવિ તજીએ;
મુજપરે શીતલ જિન કહે, બીજ દિન શિવ ભજીએ. ૩
જીવાજીવ પદાર્થનું, કરી નાણ સુજાણ;
બીજ દિને વાસુપૂજ્ય પરે, લહો કેવલનાણ. ૪
નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીએ;
અરજિન બીજ દિને ચવી, એમ જન આગળ કહીએ. ૫
વર્તમાન ચોવીશીએ, એમ જિન કલ્યાણ;
બીજ દિને કેઇ પામીયા, પ્રભુ નાણ નિર્વાણ. ૬

એમ અનંત ચોવીશીએ, હુઆ બહુ કલ્યાણ;
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં હોય સુખ ખાણ. ૭

## જ્ઞાનપંચમીનું ચૈત્યવંદન.

ત્રિગડે બેઠા વીર જિન, ભાખે ભવિજન આગે,
ત્રિકરણશું ત્રિહુંલોકજન, નિસુણો મન રાગે. ૧
આરાહો ભલિ ભાતસેં, પાંચમ અજુવાળી;
જ્ઞાન આરાધન કારણે, એહજ તિથિ નિહાળી. ૨
જ્ઞાન વિના પશુ સારિખા, જાણો એણે સંસાર;
જ્ઞાન આરાધનથી લહે, શિવપદ સુખ શ્રીકાર. ૩
જ્ઞાન રહિત ક્રિયા કહી, કાશકુસુમ ઉપમાન;
લોકાલોક પ્રકાશકર, જ્ઞાન એક પ્રધાન. ૪
જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કરે કર્મનો છેહ;
પૂર્વ કોડિ વરસાં લગે, અજ્ઞાને કરે તેહ. ૫
દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાનતણો મહિમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬
પંચ માસ લઘુ પંચમી, જાવજીવ ઉત્કૃષ્ટિ;
પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દૃષ્ટિ. ૭
એકાવનહી પંચનો એ, કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો;
ઉજમણું કરો ભાવશું, ટાલે ભવ ફેરો; ૮
એણી પેરે પંચમી આરાધીએ, આણી ભાવ અપાર;
વરદત્ત ગુણમંજરી પરે, રંગવિજય લહો સાર. ૯

# અષ્ટમી તિથિનું ચૈત્યવંદન.

મહાશુદિ આઠમને દિને, વિજયા સુત જાયો;
તેમ ફાગણ શુદિ આઠમે, સંભવ ચવિ આયો. ૧
ચૈતર વદની આઠમે, જન્મ્યા ઋષભ જિણંદ;
દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ. ૨
માધવ શુદિ આઠમ દિને, આઠ કર્મ કર્યાં દૂર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર. ૩
એહીજ આઠમ ઉજળી, જન્મ્યા સુમતિ જિણંદ;
આઠ જાતિ કલશે કરી, ન્હવરાવે સુરઈંદ. ૪
જન્મ્યા જેઠ વદિ આઠમે, મુનિસુવ્રતસ્વામી;
નેમ અષાઢ શુદિ આઠમે, અષ્ટમી ગતિ પામી. ૫
શ્રાવણ વદની આઠમે, નમિ જનમ્યા જગભાણ;
તેમ શ્રાવણ શુદિ આઠમે, પાસજીનું નિર્વાણ. ૬
ભાદ્રવા વદિ આઠમ દિને, ચવિયા સ્વામી સુપાસ;
જિન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શિવવાસ. ૭

# એકાદશી તિથિનું ચૈત્યવંદન.

શાસન નાયક વીરજી, પ્રભુ કેવલ પાયો;
સંઘ ચતુર્વિધ સ્થાપવા, મહસેન વન આયો. ૧
માધવ સીત એકાદશી, સોમલ દ્વિજ યજ્ઞ;
ઈંદ્રભૂતિ આદે મળ્યા, એકાદશ વિજ્ઞ. ૨

એકાદશશેં ચઉગુણો, તેહનો પરિવાર;
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ૩
જીવાદિક સંશય હરીએ, એકાદશ ગણધાર;
વીરે સ્થાપ્યા વંદીએ, જિનશાસન જયકાર. ૪
મલ્લિ જન્મ અર મલ્લિ પાસ, વરચરણ વિલાસી;
ઋષભ અજિત સુમતિ નમિ, મલ્લિ ઘનઘાતી વિનાસી. ૫
પદ્મપ્રભુ શિવવાસ પાસ, ભવ ભવના તોડી;
એકાદશી દિન આપણી, ઋદ્ધિ સઘળી જોડી. ૬
દશ ક્ષેત્રે ત્રિહું કાળના, ત્રણશેં કલ્યાણ;
વરસ અગ્યાર એકાદશી, આરાધો વરનાણ. ૭
અગીયાર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પૂંજણી ઠવણી વિંટણી, મસી કાગળ કાઠાં. ૮
અગિયાર અવ્રત છાંડવા એ, વહો પડિમા અગ્યાર;
ખિમાવિજય જિનશાસને, સફલ કરો અવતાર. ૯

## શ્રી શત્રુંજય ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે;
ભાવ ધરીને જે ચડે, તેને ભવપાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એહ ઠામ, સકલ તીર્થનો રાય;
પૂર્વ નવાણું ઋષભદેવ, જ્યાં ઠવિયા પ્રભુપાય. ૨
સૂરજ કુંડ સોહામણો, કવડ જક્ષ અભિરામ;
નાભિરાયા કુળમંડણો, જિનવર કરું પ્રણામ. ૩

## ચોવીશ જિનના વર્ણનું ચૈત્યવંદન.

પદ્મપ્રભુ ને વાસુપૂજ્ય, દો રાતા કહીએ;
ચંદ્રપ્રભુ ને સુવિધિનાથ, દો ઉજ્જવલ લહીએ; ૧

મલ્લિનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નિરખ્યા;
મુનિસુવ્રત ને નેમનાથ, દો અંજન સરિખા. ૨

સોળે જિન કંચન સમા એ, એવા જિન ચોવીશ;
ધીરવિમળ પંડિતતણો, જ્ઞાનવિમલ કહે શિષ્ય. ૩

## ચોવીશ જિનના લંછનનું ચૈત્યવંદન.

ઋષભ લંછન ઋષભદેવ, અજિત લંછન હાથી,
સંભવ લંછન ઘોડલો, શિવપુરનો સાથી. ૧

અભિનંદન લંછન કપિ, ક્રૌંચ લંછન સુમતિ,
પદ્મ લંછન પદ્મપ્રભુ, વિશ્વદેવ સુમતિ. ૨

સુપાર્શ્વ લંછન સાથીયો, ચંદ્રપ્રભુ લંછન ચંદ્ર;
મગર લંછન સુવિધિ પ્રભુ, શ્રીવચ્છ શીતલ જિણંદ. ૩

લંછન ખડ્ગી શ્રેયાંસને, વાસુપૂજ્યને મહિષ;
સૂવર લંછન પ્રભુ વિમલદેવ, ભવિયા તે નમો શિષ. ૪

સિંચાણો જિન અનંતને, વજ્રલંછન શ્રીધર્મ;
શાંતિ લંછન મૃગલો; રાખે ધર્મનો મર્મ. ૫

કુંથુનાથ જિન બોકડો, અરજિન નંદાવર્ત્ત;
મલ્લિ કુંભ વખાણીએ, સુવ્રત કચ્છપ વિખ્યાત. ૬
નમિ જિનને નીલો કમલ, પામીએ પંકજ માંહિ;
શંખ લંછન પ્રભુ નેમજી, દીસે ઉંચે આંહી. ૭
પાર્શ્વનાથજીને ચરણ સર્પ, નીલવરણ શોભિત;
સિંહ લંછન કંચન તનુ, વર્દ્ધમાન વિખ્યાત. ૮
એણીપરે લંછન ચિંતવીએ, ઓળખીએ જિનરાય;
જ્ઞાનવિમલ પ્રભુ સેવતાં, **લક્ષ્મીરતન** સૂરિરાય. ૯

## શ્રી શંખેશ્વર પાર્શ્વજિન ચૈત્યવંદન

( હરિગીત છંદ. )

સકલ ભવિજન ચમત્કારી, ભારી મહિમા જેહનો,
નિખિલ આતમ રમા રાજીત, નામ જપીએ તેહનો;
દુષ્ટ કર્માષ્ટક ગંજરી જે, ભવિક જન મન સુખકરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૧
બહુ પુણ્યરાશિ દેશ કાશી, તથ્થ નયરી વણારસી,
અશ્વસેન રાજા રાણી વામા, રૂપે રતિ તનુ સારિખી;
તસ કુખે સુપન ચૌદ સૂચિત, સ્વર્ગથી પ્રભુ અવતર્યો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૨
પોષ માસે કૃષ્ણપક્ષે, દશમી દિન પ્રભુ જનમીયા,
સુરકુમરી સુરપતિ ભક્તિ ભાવે મેરૂશૃંગે સ્થાપીયા;

પ્રભાતે પૃથ્વીપતિ પ્રમોદે, જન્મ મહોત્સવ અતિ કર્યો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૩
ત્રણ લોક તરૂણી મન પ્રમોદી, તરૂણ વય જબ આવીયા,
તવ માત તાતે પ્રસન્ન ચિત્તે, ભામિની પરણાવીયા;
કમઠશઠકૃત અગ્નિકુંડે, નાગ બળતો ઉદ્ધર્યો,
નિત્ય જાપ જપીયે પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૪
પોષવદિ એકાદશી દિને, પ્રવ્રજ્યા જિન આદરે,
સુર અસુર રાજી ભક્તિ તાજી, સેવના ઝાઝી કરે;
કાઉસગ્ગ કરતાં દેખી કમઠે, કીધ પરિષહ આકરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૫
તવ ધ્યાન ધારારૂઢ જિનપતિ, મેઘ ધારે નવિ ચલ્યો,
તિહાં ચલિત આસન ધરણ આયો, કમઠ પરિષહ અટકળ્યો;
દેવાધિદેવની કરે સેવા, કમઠને કાઢી પરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૬
ક્રમ પામી કેવળજ્ઞાન કમળા, સંઘ ચઉવિહ સ્થાપીને,
પ્રભુ ગયા મોક્ષ સંમેતશિખરે, માસ અણસણ પાળીને;
શિવરમણી રંગે રમે રસિયો, ભવિક તસ સેવા કરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૭
ભૂત પ્રેત પિશાચ વ્યંતર, જલણ જલોદર ભય ટળે,
રાજરાણી રમા પામે, ભક્તિ ભાવે જો મળે;
કલ્પતરૂથી અધિક દાતા, જગતત્રાતા જય કરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૮

જરા જર્જરી ભૂત યાદવ, સૈન્ય રોગ નિવારતા,
વઢીયાર દેશે નિત્ય બીરાજે, ભવિક જીવને તારતા;
એ પ્રભુતણાં પદ પદ્મ સેવા, રૂપ કહે પ્રભુતા વરો,
નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો. ૯

## પરમાત્માનું ચૈત્યવંદન.

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિઠ્ઠ;
જય જગગુરૂ દેવાધિદેવ, નયણે મેં દિઠ્ઠ. ૧
અચળ અકળ અવિકાર સાર, કરૂણા રસ સિંધુ;
જગતિ જન આધાર એક, નિષ્કારણ બંધુ. ૨
ગુણ અનંત પ્રભુ તાહરાએ, કિમહિ કહ્યા ન જાય;
રામ પ્રભુ જિન ધ્યાનથી, ચિદાનંદ સુખ થાય. ૩

## જિનપૂજાનું ચૈત્યવંદન.

નિજ રૂપે નિજનાથકે, દ્રવ્યે પણ તિમહિ;
નામ થાપના ભેદથી, પરગટ જગમાંહિ. ૧
અધ્યાતમથી જોડીએ, નિક્ષેપા ચાર;
તો પ્રભુ રૂપ સમાન ભાવ, પામે નિરધાર. ૨
પાવન આતમને કરે એ, જન્મ જરાદિક દૂર;
તે પ્રભુ પૂજા ધ્યાનથી, રામ કહે સુખ પૂર. ૩

## શ્રી સિદ્ધાચળજીનું ચૈત્યવંદન.

સિદ્ધાચલ શિખરે ચડી, ધ્યાન ધરો જગદીશ;
મન વચન કાય એકાગ્રશું, નામ જપો એકવીશ. ૧

શત્રુંજય ગિરિ વંદીએ, બાહુબળી શિવઠામ;
મારૂદેવા પુંડરીકગિરિ, રેવતગિરિ વિશ્રામ. ૨
વિમળાચળ સિદ્ધરાજજી, નામ ભગીરથ સાર;
સિદ્ધક્ષેત્ર ને સહસ્રકમલ, મુક્તિનિલય જયકાર. ૩
સિદ્ધાચળ શતકૂટગિરિ, ઢંક ને કોડીનિવાસ;
કદંબગિરિ લોહિત નમું, તાલધ્વજ સુખવાસ. ૪
મહાબલ દ્રઢશક્તિ સહિ, એ એકવીશે નામ;
સાતે શુદ્ધિ સમાચરી, નિત્ય કીજે પરણામ. ૫
દગ્ધ શૂન્ય ને અવિધિ દોષ, અતિ પરિણત જેહ;
ચાર દોષ છંડી ભજો, ભક્તિભાવ ગુણ ગેહ. ૬
માનવ ભવ પામી કરીએ, સદ્ગુરૂ તીરથ જોગ;
શ્રીશુભવીરને શાસને, શિવરમણી સંજોગ. ૭

## શ્રી પર્યુષણ પર્વનું ચૈત્યવંદન.

પર્વ પર્યુષણ ગુણનીલો, નવ કલ્પ વિહાર;
ચાર માસાન્તર થીર રહે, એહીજ અર્થ ઉદાર. ૧
અષાઢ શુદ ચઉદશ થકી, સંવત્સરી પચાસ;
મુનિવર દિન સિત્તોરમે, પડિકમતાં ચૌમાસ. ૨
શ્રાવક પણ સમતા ધરી, કરે ગુરૂનું બહુમાન,
કલ્પસૂત્ર સુવિહિત મુખે, સાંભળે એક તાન. ૩
જિનવર ચૈત્ય જુહારીએ, ગુરૂ ભક્તિ વિશાલ;
પ્રાયે અષ્ટ ભવાંતરે, વરીએ શિવવરમાલ. ૪

દર્પણથી નિજ રૂપનો, જુવે સુદ્રષ્ટિ રૂપ;
દર્પણ અનુભવ અર્પણ, જ્ઞાન રમણ મુનિભૂપ. ૫
આત્મ સ્વરૂપ વિલોકતાં એ, પ્રકટયો મિત્ર સ્વભાવ;
રાય ઉદાયી ખામણાં, પર્વ પર્યુષણ દાવ. ૬
નવ વખાણ પૂજી સુણો, શુકલા ચતુર્થી સીમા;
પંચમી દિન વાંચે સુણે, હોય વિરાધી નીમા. ૭
એ નહીં પર્વે પંચમી, સર્વ સમાણી ચોથે;
ભવભીરૂ મુનિ માનશે, ભાખ્યું અરિહા નાથે. ૮
શ્રુતકેવલી વયણા સુણી, લહી માનવ અવતાર;
શ્રી **શુભવીર**ને શાસને, પામ્યા જયજયકાર. ૯

## શ્રીપાર્શ્વજિન ચૈત્યવંદન.

આશ પૂરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાસ;
વામા માતા જનમિયા, અહિ લંછન જાસ. ૧
અશ્વસેન સુત સુખકરૂ, નવ હાથની કાય;
કાશી દેશ વણારસી, પુણ્યે પ્રભુ આય. ૨
એકસો વરસનું આઉખુંએ, પાળી પાર્શ્વકુમાર;
**પદ્મ** કહે મુગતે ગયા, નમતાં સુખ નિરધાર. ૩

## શ્રી વર્ધમાન સ્વામી ચૈત્યવંદન.

સિદ્ધારથ સુત વંદીએ, ત્રિશલાનો જાયો;
ક્ષત્રિકુંડમાં અવતર્યો, સુર નરપતિ ગાયો. ૧
મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાય;
બહોત્તર વરસનું આઉખું, વીર જિનેશ્વર રાય. ૨

ખીમાવિજય જિનરાયનોએ, ઉત્તમ ગુણ અવદાત;
સાત બોલથી વર્ણવ્યો, પદ્મવિજય વિખ્યાત. ૩

## શ્રી પાર્શ્વનાથજિન સ્તોત્ર.

ૐ નમઃ પાર્શ્વનાથાય, વિશ્વચિંતામણીયતે;
હ્રીં ધરણેંદ્રવૈરોટ્યા–પદ્માદેવીયુતાય તે. ૧
શાંતિતુષ્ટિમહાપુષ્ટિ–ધૃતિકીર્ત્તિવિધાયિને;
ૐ હ્રીં દ્વીડ્વ્યાલવેતાલ–સર્વાધિવ્યાધિનાશિને. ૨
જયાજિતાખ્યા વિજયાખ્યા પરાજિતયાન્વિતઃ;
દિશાંપાલૈર્ગ્રહૈર્યક્ષૈ–ર્વિદ્યાદેવીભિરન્વિતઃ. ૩
ૐ અસિઆઉસાય નમઃ તત્ર ત્રૈલોક્યનાથતાં;
ચતુઃષષ્ટિસુરેંદ્રાસ્તે, ભાસન્તે છત્રચામરૈઃ. ૪
શ્રીશંખેશ્વરમંડન પાર્શ્વજિન પ્રણતકલ્પતરૂકલ્પ;
ચૂરય દુષ્ટવ્રાતં, પૂરય મે વાંછિતં નાથ. ૫

## પર્યુષણ પર્વનું ચૈત્યવંદન.

પ્રણમું શ્રી દેવાધિદેવ, જિનવર શ્રીમહાવીર;
સુરનર સેવા શાંત દાંત, પ્રભુ શારદ ધીર. ૧
પર્વ પર્યુષણ પુણ્યથી, પામી ભવિ પ્રાણી;
જૈન ધર્મ આરાધીએ, સમકિત હિત જાણી. ૨
શ્રી જિનપ્રતિમા પૂજીએ, કીજે જન્મ પવિત્ર;
જીવ જતન કરી સાંભળો, પ્રવચન વાણી વિનિત. ૩

# સ્તવનો.



## ૧ શ્રી આદિનાથ જિન સ્તવન.

પ્રથમ જિણેશ્વર પ્રણમીએ, જાસ સુગંધી રે કાય;
કલ્પવૃક્ષ પરે તાસ ઇંદ્રાણી નયન જે, ભૃંગ પરે લપટાય. ૧

રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ;
તેહથી પ્રતિહત તેહ માનુ કોઇ નવિ કરે, જગમાં તુમશું રે વાદ. ૨

વગર ધોઇ તુજ નિરમલી, કાયા કંચનવાન;
નહીં પ્રસ્વેદ લગાર તારે તું તેહને, જે ધરે તાહરૂં ધ્યાન. ૩

રાગ ગયો તુજ મનથકી, તેહમાં ચિત્ર ન કોય;
રૂધિર આમિશથી રાગ ગયો તુજ જન્મથી, દૂધ સહોદર હોય. ૪

શ્વાસોશ્વાસ કમળ સમો, તુજ લોકોત્તર વાત;
દેખે ન આહાર નિહાર ચર્મચક્ષુ ધણી, એહવા તુજ અવદાત. ૫

ચાર અતિશય મૂલથી, ઓગણીશ દેવના કીધ;
કર્મ ખપ્યાથી અગ્યાર ચોત્રીસ એમ અતિશયા, સમવાયાંગે પ્રસિદ્ધ. ૬

જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ;
**પદ્મ**વિજય કહે એક સમય પ્રભુ પાળજો, જિમ થાઉં અક્ષય અભંગ. ૭

## ૨ શ્રી ઋષભજિન સ્તવન.

ત્રીજે ભવ વરથાનક તપ કરી—એ દેશી,

બાલપણે આપણ સસનેહી, રમતા નવ નવ વેશે;
આજ તુમે પામ્યા પ્રભુતાઈ, અમે સંસાર નિવેશે
હો પ્રભુજી! ઓલંભડે મત ખીજો—એ આંકણી ૧
જો તુમ ધ્યાતાં શિવસુખ લહીએ, તો તુમને કેઇ ધ્યાવે;
પણ ભવસ્થિતિ પરિપાક થયા વિણ, કોઈ ન મુગતિ જાવે હો પ્ર૦ ૨
સિદ્ધ નિવાસ લહે ભવસિદ્ધિ, તેમાં શો પાડ તુમારો ?
તો ઉપગાર તુમારો વહિએ, અભવ્ય સિદ્ધને તારો હો પ્ર૦ ૩
નાણરયણ પામી એકાંતે, થઈ બેઠા મેવાશી;
તે માંહેલો એક અંશ જો આપો, તે વાતે શાબાશી હો પ્ર૦ ૪
અક્ષયપદ દેતાં ભવિજનને, સંકીર્ણતા નવિ થાય;
શિવપદ દેવા જો સમરથ છો તો, જશ લેતાં શું જાય ? હો પ્ર૦ ૫
સેવાગુણ રંજ્યો ભવિજનને, જો તુમે કરો વડભાગી;
તો તુમે સ્વામી કેમ કહાવો, નિર્મમ ને નિરાગી હો પ્ર૦ ૬
નાભિનંદન જગવંદન પ્યારો, જગગુરૂ જગ જયકારી;
રૂપવિબુધનો **મોહન** પભણે, વૃષભ લંછન બલિહારી હો પ્ર૦ ૭

## ૩ શ્રી ઋષભદેવ સ્વામીનું સ્તવન.

જગજીવન જગ વાલહો, મરૂદેવીનો નંદ લાલરે;
સુખ દીઠે સુખ ઉપજે, દર્શન અતિહિ આણંદ લાલરે. જગ૦ ૧

આખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશી સમ ભાલ લાલરે;
વદન તે શારદ ચંદલો, વાણી અતિહિ રસાલ લાલરે. જગ૦ ૨
લક્ષણ અંગે વિરાજતાં, અડહિય સહસ ઉદાર લાલરે;
રેખા કરચરણાદિકે, અભ્યંતર નહિ પાર લાલરે. જગ૦ ૩
ઇન્દ્ર ચંદ્ર રવિ ગિરિતણા, ગુણ લઇ ઘડીયું અંગ લાલરે;
ભાગ્ય કિહાં થકી આવીયું, અચરિજ એહ ઉત્તંગ લાલરે. જગ૦૪
ગુણ સઘળા અંગે કર્યા, દૂર કર્યા સવિ દોષ લાલરે;
**વાચકયશ** વિજયે થુણ્યો, દેજો સુખનો પોષ લાલરે. જગ૦ ૫

## ૪ શ્રી ઋષભજિન સ્તવન.

ઋષભ જિનરાજ મુજ આજ દિન અતિ ભલો,
ગુણનીલો જેણે તુજ નયણ દીઠો;
દુઃખ ટળ્યા સુખ મળ્યા સ્વામી તુજ નીરખતાં,
સુકૃત સંચય હુઓ પાપ નીઠો. ઋષભ૦ ૧
કલ્પશાખી ફળ્યો કામઘટ મુજ મળ્યો,
આંગણે અમીયના મેહ વુઠ્યા;
મોજ મહીરાણ મહીભાણ તુજ દર્શને,
ક્ષય ગયા કુમતિ અંધાર જૂઠા. ઋષભ૦ ૨
કવણ નર કનક મણિ છોડી તૃણ સંગ્રહે,
કવણ કુંજર તજી કરહ લેવે;
કવણ બેસે તજી કલ્પતરૂ બાઉલે,
તુજ તજી અવર સુર કોણ સેવે. ઋષભ૦ ૩

એક મુજ ટેકશું વિવેક સાહિબ સદા,
તુજ વિના દેવ દુજો ન ઇચ્છું;
તુજ વચન રાગ સુખસાગરે ઝીલતાં,
કર્મ ભર ભ્રમણથી હું ન બીહું. ઋષભ૦ ૪

કોડી છે દાસ વિભુ તાહરે ભલભલા,
માહરે દેવ તું એક પ્યારો;
પતિત પાવન સમો જગત ઉદ્ધારકર;
મહેર કરી મોહે ભવજલધિ તારો. ઋષભ૦ ૫

મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી
જેહશું સબલ પ્રતિબંધ લાગ્યો;
ચમક પાષાણ જીમ લોહને ખેંચશે
મુક્તિને સહજ તુજ ભક્તિ રાગો. ઋષભ૦ ૬

ધન્ય તે કાય જેણે પાય તુજ પ્રણમીએ
તુજ થુણે જેહ ધન્ય ધન્ય જીહ્હા;
ધન્ય હૃદય જેણે તુજ સદા સમરતાં
ધન્ય તે રાત ને ધન્ય દિહા. ઋષભ૦ ૭

ગુણ અનંતા સદા તુજ ખજાને ભર્યા,
એક ગુણ દેત મુજ શું વિમાસે;
રયણ એક દેત શી હાણ રયણાયરે,
લોકની આપદા જેણે નાસે. ઋષભ૦ ૮

ગંગ સમ રંગ તુજ કીર્તિ કલ્લોલને,
રવિ થકી અધિક તપ તેજ તાજો;
નયવિજય બુધ સેવક હું આપરો,
**જશ** કહે અબ મોહે ભવ નિવાજો. ઋષભ૦ ૯

## ૫ શ્રી આદિજિન સ્તવન.

આદિત્યે અરિહંત—એ રાગ.

આદિ જિણંદ અરિહંતજી, પ્રભુ અમને રે,
તુમે દ્યો દરિશન મહારાજ, શું કહું તમને રે;
આઠ પહોરમાં એક ઘડી પ્ર. લાગ્યું તમારૂં ધ્યાન. શું૦ ॥ ૧ ॥
મધુકરને મન માલતી પ્ર. જીમ મોરાને મન મેહ; શું૦
સીતાને મન રામજી પ્ર. તેમ વાધ્યો તુમ શું નેહ. શું૦ ॥ ૨ ॥
રોહિણીને મન ચંદજી પ્ર. વળી રેવાએ ગજરાજ; શું૦
સમય સમય પ્રભુ સાંભરે પ્ર. મનડામાં મહારાજ. શું૦ ॥ ૩ ॥
નિઃસ્નેહી થઈ નવિ છુટીએ પ્ર. કરૂણાનંદ કહાઓ. શું૦
ગુણ અવગુણ જોતાં રખે પ્ર. તો તારક કેમ કહાઓ. શું૦ ॥ ૪ ॥
રઢ લાગી પ્રભુ રૂપની પ્ર. મુને ન ગમે બીજી વાત. શું૦
વાહ્યે વાત બને નહીં પ્ર. મલીએ મૂકી ભ્રાંત. શું૦ ॥ ૫ ॥
સેવે ચિંતામણિ ફળે પ્ર. તું તો ત્રિભુવન નાથ; શું૦
સો વાતે છોડું નહિ પ્ર. હવે આવ્યા મુજ હાથ. શું. ॥ ૬ ॥
મુહની વાત મુકો પરી પ્ર. જીમ જાણો તિમ તાર. શું.
સદ્ગુરૂ સુંદર કવિરાયનો પ્ર. **પદ્મને** પ્રભુશું પ્યાર. શું૦ ॥ ૭ ॥

## ૬ શ્રી અજિતજિન સ્તવન.

પ્રીતલડી બંધાણી રે અજિત જિણંદશું,
પ્રભુ પાખે ક્ષણ એક મન ન સુહાયજો;
ધ્યાનની તાલી રે લાગી નેહશું,
જલદ ઘટા જિમ શિવસુતવાહન દાયજો. પ્રી. ॥ ૧ ॥

નેહ ઘેલું મન માહરૂં રે પ્રભુ અલજે રહે,
તન ધન મન એ કારણથી પ્રભુ મુજ જો;
મારે તો આધાર રે સાહિબ રાવલો,
અંતર્ગતની પ્રભુ આગલ કહું ગુજ જો. પ્રી. ॥ ૨ ॥

સાહેબ તે સાચો રે જગમાં જાણીએ,
સેવકનાં જે સહેજે સુધારે કાજજો;
એવે રે આચરણે કેમ કરી રહું,
બિરૂદ તુમારો તારણ તરણ જહાજ જો. પ્રી. ॥ ૩ ॥

તારકતા તુજ માહરે શ્રવણે સાંભલી,
તે ભણી હું આવ્યો છું દીન દયાળ જો;
તુજ કરૂણાની લેહેરે રે મુજ કારજ સરે,
શુ ઘણું કહીએ જાણ આગળ કૃપાલ જો. પ્રી. ॥ ૪ ॥

કરૂણાધિક કીધી રે સેવક ઉપરે,
ભવભય ભાવઠ ભાંગી ભક્તિ પ્રસન્ન જો;
મન વંછિત ફલિયાં રે જિન આલંબને
કર જોડીને **મોહન** કહે મનરંગ જો. પ્રી. ॥ ૫ ॥

## ૭ શ્રી અજિતનાથનું સ્તવન.

અજિત જિણંદશું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગકે;
માલતી ફુલે મોહીયો, કિમ બેસે હો બાવલ તરૂ ભ્રંગકે—અજિત.
ગંગાજલમાં જે રમ્યા, કિમ છિલ્લર હો રતિ પામે મરાલ કે;
સરોવર જલધર જળ વિના, નવિ ચાહે હો જગ ચાતક બાલકે—અ૦
કોકિલ કલ કુજિત કરે, પામી મંજરી હો પંજરી સહકાર કે;
ઓછાં તરૂવર નવિ ગમે, ગિરૂઆશું હો હોયે ગુણનો પ્યાર કે—અ૦
કમલિની દિનકર કર ગ્રહે, વલી કુમુદિની હો ધરે ચંદશું પ્રીત કે;
ગૌરી ગિરીશ ગિરિધર વિના, નવિ ચાહે હો કમલા નિજ ચિત્ત કે-અ૦
તિમ પ્રભુશું મુજ મન રમ્યું, બીજાશું હો નવિ આવે દાય કે;
શ્રીનયવિજય વિબુધ તણો, વાચક જસ હો નિત નિત ગુણ ગાય કે-અ૦

## ૮ શ્રી સંભવનાથનું સ્તવન.

સંભવ જિનવર વિનતી, અવધારો ગુણ જ્ઞાતારે,
ખામી નહીં મુજ ખિજમતે, કદીય હોશો ફલદાતારે. સંભવ૦ ૧
કર જોડી ઉભો રહું, રાત દિવસ તુમ ધ્યાનોરે;
જો મનમાં આણો નહીં, તો શું કહીએ છાનોરે. સંભવ૦ ૨
ખોટ ખજાને કો નહીં, દીજીએ વંછિત દાનોરે,
કરૂણા નજર પ્રભુજી તણી, વાધે સેવક વાનોરે. સંભવ૦ ૩
કાલ લબ્ધિ મુજ મતિ ગણો, ભાવ લબ્ધિ તુમ હાથેરે,
લડથડતું પણ ગજ બચ્ચું, ગાજે ગયવર સાથેરે. સંભવ૦ ૪

દેશો તો તુમહી ભલું, બીજા તો નવિ જાચું રે;
વાચક યશ કહે સાંઈશું, ફળશે એ મુજ સાચું રે. સંભવ૦ ૫

## ૬ શ્રી સંભવજિન સ્તવન.

અંતરજામી સુણ અલવેસર–એ રાગ.

સમકિતદાતા સમકિત આપો, મન માગે થઈ ધીઠું;
છતી વસ્તુ દેતાં શું શોચો, મીઠું જે સહુએ દીઠું.
પ્યારા પ્રાણ થકી છો રાજ, સંભવ જિનવર મુજને.૧.એ આંકણી.

ઇમ જાણો જે આપે લહીએ, તે લાધું શું લેવું;
પણ પરમારથ પ્રીતે આપે, તેહજ કહીએ દેવું. પ્યારા૦ ॥ ૨ ॥

અર્થી હું તું અર્થસમર્પક, ઇમ મત કરજો હાંસું;
પ્રગટ ન હતું તુમને પણ પહેલાં, એ હાંસાનું પાસું. પ્યારા૦ ॥૩॥

પરમ પુરૂષ તુમે પ્રથમ ભજીને, પામ્યા એ પ્રભુતાઈ;
તિણ રૂપે તુમને ઇમ ભજીએ, તિણે તુમ હાથ વડાઈ. પ્યારા૦ ॥૪॥

તુમે સ્વામી હું સેવાકામી, મુજરે સ્વામી નિવાજે;
નહિ તો હઠ માંડી માગંતાં, કિણવિધ સેવક લાજે. પ્યારા૦ ॥ ૫ ॥

જ્યોતે જ્યોતિ મિલે મત પ્રીછો, કુણ લહેશે કુણ ભજશે;
સાચી ભક્તિ તે હંસતણી પરે, ખીર નીરમય કરશે. પ્યારા૦ ॥૬॥

ઉલગ કીધી તે લેખે આવી, ચરણ ભેટ પ્રભુ દીધી;
રૂપ વિબુધનો મોહન પભણે, રસના પાવન કીધી. પ્યારા૦ ॥૭॥

## ૧૦ શ્રી અભિનંદન જિન સ્તવન.

અભિનંદન જિન દરિસણ તરસીયેં; દરિસણ દુર્લભ દેવ;
મત મત ભેદેરે જો જઇ પૂછીએ, સહુ થાપે અહમેવ. અભિ૦ ૧
સામાન્યે કરી દરિસણ દોહલું, નિર્ણય સકલ વિશેષ;
મદમેં ઘેર્યોરે અંધો કેમ કરે, રવિશશિરૂપ વિલેખ. અભિ૦ ૨
હેતુ વિવાદે જો ચિત્ત ધરી જોઇએ, અતિ દુર્ગમ નયવાદ;
આગમવાદે હો ગુરૂગમ કો નહીં, એ સબલો વિખવાદ. અભિ૦ ૩
ઘાતિ ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિસણ જગનાથ;
ધીઠાઇ કરી મારગ સંચરૂં, સેગું કોઇ ન સાથ. અભિ૦ ૪
દરિસણ દરિસણ રટતો જો ફરૂં, તો રણરોઝ સમાન;
જેહને પીપાસા હો અમૃતપાનની, કિમ ભાંજે વિષપાન. અભિ૦ ૫
તરસ ન આવે હો મરણ જીવન તણો, સીઝે જો દરિસણ કાજ;
દરિસણ દુર્લભ સુલભ કૃપા થકી, **આનંદઘન** મહારાજ. અભિ૦ ૬

## ૧૧ શ્રી સુમતિજિન સ્તવન.

ઝાંઝરીયા મુનિવર—એ દેશી.

સુમતિનાથ ગુણશું મલીજી, વાધે મુજ મન પ્રીતિ;
તેલબિંદુ જિમ વિસ્તરેજી, જલમાંહે ભલી રીતિ.
સોભાગી જિનશું લાગ્યો, અવિહડ રંગ— ૧

સજ્જનશું જે પ્રીતડીજી; છાની તે ન રખાય;
પરિમલ કસ્તુરીતણોજી, મહિમાંહે મહકાય. સો૦ ૨

આવો આવો રે ચતુર સુખભોગી, કીજે વાત એકાંત અભોગી;
ગુણ ગોઠે પ્રગટે પ્રેમ–મનના માન્યા. ૧
ઓછું અધિકું પણ કહેરે, આસંગાયત જેહ–મનના માન્યા;
આપે ફળ જે અણ કહેરે, ગિરૂઓ સાહેબ તેહ–મનના માન્યા. ૨
દીન કહ્યા વિણ દાનથીરે, દાતાની વાધે મામ–મનના માન્યા;
જલદિ એ ચાતક ખીજવીરે, મેઘ હુઓ તેણે શ્યામ–મનના માન્યા. ૩
પિયુ પિયુ કરી તુમને જપુંરે, હું ચાતક તુમે મેહ–મનનામાન્યા;
એક લહેરમાં દુઃખ હરોરે, વાધે બમણો નેહ–મનના માન્યા. ૪
મોડું વહેલું આપવું રે, તો શી ઢીલ કરાય–મનના માન્યા;
**વાચકયશ** કહે જગધણીરે, તુમ તૂઠે સુખ થાય–મનના માન્યા. ૫

## શ્રી ચંદ્રપ્રભુજિન સ્તવન.

રાગજી અમે તો હિંદુઆણી કે રાય ગરાશીયા રે લો—એ દેશી.

જિનજી ચંદ્રપ્રભુ અવધારો કે, નાથ નિહાળજોરે લો.
બમણી બિરૂદ ગરીબનિવાજની, વાચા પાળજોરે લો. ૧
હરખે હું તુમ શરણે આયો કે, મુજને રાખજોરે લો;
ચોરટા ચાર ચુગલ જે ભૂંડા, તે દૂરે નાખજોરે લો. ૨
પ્રભુજી પંચતણી પરશંસા કે, રૂડી થાપજોરે લો;
મોહન મહેર કરીને દરિશન, મુજને આપજોરે લો. ૩
તારક તુમ પાલવ મેં ઝાલ્યો કે, હવે મુને તારજોરે લો;
કુતરી કુમતિ થઈ છે કેડે કે, તેહને વારજોરે લો. ૪

સુંદરી સુમતિ સોહાગણ સારી કે, પ્યારી છે ઘણું રે લો;
તાતજી તે વિણ જુવે ચઉદ, ભુવન કેરૂં આંગણું રે લો. ૫
લખગુણ લખમણા રાણીના જાયા કે, મુજ મન આવજોરે લો;
અનુપમ અનુભવ અમૃત મીઠી કે, સુખડી લાવજો રે લો. ૬
દીપતી દોઢસો ધનુષ્ય પ્રમાણ કે, પ્રભુજીની દેહડીરે લો;
દેવની દશ પૂરવ લખમાનકે, આયુષ્ય વેલડીરે લો. ૭
નિર્ગુણ નિરાગી પણ હું રાગી કે, મનમાંહે લહ્યોરે લો;
શુભગુરૂ સુમતિવિજય સુપસાય કે, સુખ રામે લહ્યોરે લો. ૮

## શ્રી સુવિધિજિન સ્તવન.

( સુણ મેરી સજની રજની ન જાવે રે—એ દેશી. )

લઘુ પણ હું તુમ મન નવિ માવું રે,
જગગુરૂ તુમને દિલમાં લાવું રે;
કુણને એ દીજે શાબાશી રે,
કહો શ્રી સુવિધિ જિણંદ વિમાસીરે. લઘુ૦ ૧
મુજ મન અણુમાંહે ભક્તિ છે ઝાઝીરે,
તેહ દરિનો[1] તું છે માજી[2] રે;
યોગી પણ જે વાત ન જાણે રે,
તેહ અચરિજ કુણથી હુઓ ટાણે રે. લઘુ૦ ૨
અથવા થિરમાંહી અથિર ન માવે રે;
મહોટો ગજ દર્પણમાં આવે રે;

1 ગુફાનો. ૨ સ્વામી.

જેહને તેજે બુદ્ધિ પ્રકાશી રે,
તેહને દીજે એ શાબાશી રે. લઘુ૦ ૩
ઉર્ધ્વ મૂલ તરૂઅર અધ શાખા રે,
છંદ પૂરાણે એહવી છે ભાખા રે;
અચરિજવાલે અચરિજ કીધું રે,
ભક્તે સેવક કારજ સીધું રે. લઘુ૦ ૪
લાડ કરી જે બાલક બોલે રે,
માતપિતા મન અમિયને તોલે રે;
શ્રીનયવિજય વિબુધનો શિશો રે,
યશ કહે ઇમ જાણો જગદીશો રે. લઘુ૦ ૫

## શ્રી શીતલનાથનું સ્તવન.

મ્હારે શીતલ જિનશું લાગી પૂરણ પ્રીત જો,
સાહિબજીની સેવા ભવદુઃખ ભાંજશેરે લોલ;
હાંરે જિનપ્રતિમા જિનવર સરખી દિલમાં જોય જો,
ભક્તિ કરતાં પ્રભુજી ખૂબ નિવાજશેરે લોલ. ॥ ૧ ॥
જેને જોતાં લાધ્યો રત્ન ચિંતામણિ હાથ જો,
તેહને રે મૂકીને કુણ ગ્રહે કાચનેરે લોલ;
જેણે મનશું કીધાં જૂઠાના પચ્ચખાણ જો,
તે નર બોલે સો વાતે પણ સાચનેરે લોલ. ॥ ૨ ॥
જે પામ્યા પરિમલ પ્રીતે અમૃતપાન જો,
ખારૂં જલ તે પીવા કહો કુણ મન કરે લોલ;

જે ઘરમાં બેઠા પામ્યા લખમી જોર જો,
ધનને કાજે દેશ દેશાંતર કોણ ફરે રે લોલ. ॥ ૩ ॥

જેણે સેવ્યા પૂરણ ચિત્તે અરિહંત દેવ જો,
તેહનારે મનમાંહે કેમ બીજા ગમેરે લોલ;
એ તો દોષ રહિત નિષ્કલંકી ગુણ ભંડાર જો,
મનડું રે અમારૂં પ્રભુ સાથે રમેરે લોલ. ॥ ૪ ॥

મુને મલિયા પૂરણ ભાગ્યે શીતલનાથ જો,
દેખીને હું હરખ્યો તન મન રંજિયોરે લોલ;
એ તો દોલતદાયી પ્રભુજીનો દેદાર જો,
મેં તો જોતાં પ્રભુને કર્મ સમૂહદલગંજીયો રે લોલ. ॥ ૫ ॥

શ્રી વિધિપક્ષે દેહરે મુદ્રા નયર મઝાર જો,
આંગીરે નવરંગી શિખર સોહામણી રે લોલ;
એ તો તેજે દીપે ઝગમગ જ્યોતિ વિશાલ જો,
સોહેરે મન મોહે મૂર્તિ રળીયામણી રે લોલ. ॥ ૬ ॥

શ્રી સત્તર એકાદશીએ રૂડો ભાદ્રવ માસ જો,
સ્તવન રચ્યું એ પ્રેમે પર્વ પજુસણેરે લોલ;
શ્રી સહજસુંદર શિષ્ય બોલે એણીપરે વાણી જો,
ભાવેરે નિત્ય લાભ કહે હરખે ઘણોરે લોલ. ॥ ૭ ॥

---

## શ્રી શ્રેયાંસજિન સ્તવન.

( કર્મ ન છૂટેરે પ્રાણીયા—એ દેશી )

તુમે બહુ મૈત્રીરે સાહેબા, મારે તો મન એક,
તુમ વિણ બીજોરે નવિ ગમે, એ મુજ મ્હોટી રે ટેક.
શ્રી શ્રેયાંસ કૃપા કરો. ૧

મન રાખો તુમે સવિ તણાં, પણ કિહાં એક મલિ જાઓ;
લલચાવો લખ લોકને, સાથી સહેજ ન થાઓ. શ્રી૦ ૨

રાગ ભરે જન મન રહો, પણ તિહું કાલ વૈરાગ;
ચિત્ત તુમારા રે સમુદ્રનો, કોય ન પામેરે તાગ શ્રી૦ ૩

એવાશું ચિત્ત મેળવ્યું, કેળવ્યું પહેલાં ન કાંઈ;
સેવક નિપટ અબુઝ છે, નિર્વહેશો તુમે સાંઈ. શ્રી૦ ૪

નિરાગીશું રે કિમ મિલે, પણ મલવાનો એકાંત ॥
વાચક યશ કહે મુજ મિલ્યો, ભક્તે કામણ તંત શ્રી૦ ૫

## શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન.

સાહેબા મોતીડો હમારો એ—દેશી.

સ્વામી તુમે કાંઈ કામણ કીધું, ચિત્તડું અમારૂં ચોરી લીધું,
સાહેબા વાસુપૂજ્ય જિણંદા, મોહના વાસુપૂજ્ય. એ આંકણી.

અમે પણ તુમશું કામણ કરશું, ભક્તે ગ્રહી મન ઘરમાં
ધરશું. સાહેબા૦ ૧

મન ઘરમાં ધરિયા ઘર શોભા, દેખત નિત્ય રહેશો થિરથોભા;
મન વૈકુંઠ અકુંઠિત ભકતે, યોગી ભાખે અનુભવ યુકતે. સા૦ ૨
કલેશે વાસિત મન સંસાર, કલેશ રહિત મન તે ભવપાર;
જો વિશુદ્ધ મનઘર તુમે આવ્યા, પ્રભુ તો અમે નવ નિધિ
ઋદ્ધિ પામ્યા. સા૦ ૩
સાત રાજ અલગા જઈ બેઠા, પણ ભગતે અમ મનમાં પેઠા;
અલગાને વલગા જે રહેવું, તે ભાણા ખડખડ દુઃખ સહેવું. સા૦૪
ધ્યાયક ધ્યેય ધ્યાન ગુણ એકે, ભેદ છેદ કરશું હવે ટેકે;
ખીર નીર પરે તુમશું મલશું, વાચક **યશ** કહે હેજે હલશું. સા૦ ૫

## શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન.

પંથડો નિહાલું રે બીજા જિનતણોરે—એ દેશી.

પૂજના તો કીજેરે બારમા જિનતણીરે, જસુ પ્રગટયો પૂજ્ય સ્વભાવ;
પરકૃત પૂજારે જે ઈચ્છે નહિરે, સાધક કારજ દાવ. પૂ૦ ૧
દ્રવ્યથી પૂજારે કારણ ભાવનુંરે, ભાવ પ્રશસ્ત ને શુદ્ધ;
પરમ ઈષ્ટ વલ્લભ ત્રિભુવન ધણીરે, વાસુપૂજ્ય સ્વયંબુદ્ધ. પૂ૦ ૨
અતિશય મહિમારે અતિ ઉપગારતારે, નિર્મળ પ્રભુ ગુણ રાગ;
સુરમણિ સુરઘટ સુરતરૂ તું છતેરે, વિણ રાગી મહાભાગ. પૂ૦ ૩
દર્શન જ્ઞાનાદિક ગુણ આત્મનારે, પ્રભુ પ્રભુતા લયલીન;
શુદ્ધ સ્વરૂપી રૂપે તન્મયીરે, તસુ આસ્વાદન પીન. પૂ૦ ૪
શુદ્ધ તત્ત્વ રસ રંગી ચેતનારે, પામે આત્મ સ્વભાવ;
આત્માવલંબી નિજ ગુણ સાધતોરે, પ્રગટે પૂજ્ય સ્વભાવ. પૂ૦ ૫

આપ અકર્ત્તા સેવાથી હુવેરે, સેવક પૂરણ સિદ્ધિ;
નિજ ધન ન દીયે પણ આશ્રિત લહેરે, અક્ષય અક્ષર ઋદ્ધિ. પૂ૦ ૬
જિનવર પૂજારે તે નિજ પૂજનારે, પ્રગટે અન્વય શકિત;
પરમાનંદ વિલાસી અનુભવેરે, દેવચંદ્ર પદ વ્યક્તિ. પૂ૦ ૭

## શ્રી વિમલ જિન સ્તવન.

રાગ મલ્હાર–ઈડર આંબા આંબલીરે—એ દેશી.

દુઃખ દોહગ દૂરે ટળ્યાંરે, સુખ સંપદશું ભેટ;
ધીંગ ધણી માથે કિયારે, કુણ ગંજે નર ખેટ, વિમલ જિન
દીઠાં લોયણ આજ–મારા સીધ્યાં વંછિત કાજ. વિ૦ દીઠાં૦ ૧
ચરણ કમલ કમલા વસેરે, નિર્મલ થિર પદ દેખ;
સમલ અથિર પદ પરિહરીરે, પંકજ પામર પેખ. વિ૦ દીઠાં૦ ૨
મુજ મન તુજ પદપંકજેરે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદર ધરારે, ઈંદ ચંદ નાગિંદ. વિ૦ દીઠાં૦ ૩
સાહિબ સમરથ તું ધણીરે, પામ્યો પરમ ઉદાર;
મન વિશરામી વાલહોરે, આતમચો આધાર. વિ૦ દીઠાં૦ ૪
દરિશણ દીઠે જિન તણું રે, સંશય ન રહે વેધ;
દિનકર કર ભર પ્રસરતાંરે, અંધકાર પ્રતિષેધ. વિ૦ દીઠાં૦ ૫
અમીય ભરી મૂરતિ રચી રે, ઉપમા ન ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતીરે, નિરખત તૃપ્તિ ન હોય. વિ૦ દીઠાં૦ ૬
એક અરજ સેવક તણીરે, અવધારો જિન દેવ;
કૃપા કરી મુજ દીજીયેરે, **આનંદઘન** પદ સેવ. વિ૦ દીઠાં૦ ૭

# શ્રી અનંત જિન સ્તવન.

શ્રી અનંતજિન શું કરો સાહેલડિયાં,
ચોળ મજીઠનો રંગરે ગુણ વેલડિયાં;
સાચો રંગતે ધર્મનો સાહેલડિયાં,
બીજો રંગ પતંગરે ગુણ વેલડિયાં. ૧

ધર્મ રંગ જીરણ નહીં સાહેલડિયાં,
દેહ તે જીરણ થાયરે ગુણ વેલડિયાં;
સોનું તે વિણસે નહીં સાહેલડિયાં,
ઘાટ ઘડામણ જાયરે ગુણ વેલડિયાં. ૨

ત્રાંબુ જે રસ વેધિયું સાહેલડિયાં,
તે હોય જાચું હેમરે ગુણ વેલડિયાં;
ફરી ત્રાંબુ તે નવી હુવે સાહેલડિયાં,
એહવો જગગુરૂ પ્રેમરે ગુણ વેલડિયાં. ૩

ઉત્તમ ગુણ અનુરાગથી સાહેલડિયાં,
લહીયે ઉત્તમ ઠામરે ગુણ વેલડીયાં;
ઉત્તમ નિજ મહિમા વધે સાહેલડીયાં,
દીપે ઉત્તમ ધામરે ગુણ વેલડીયાં. ૪

ઉદક બિંદુ સાયર ભળ્યો સાહેલડિયાં,
જિમ હોય અક્ષય અભંગરે ગુણ વેલડિયાં;
વાચક **યશ** કહે પ્રભુ ગુણે સાહેલડિયાં,
તિમ મુજ પ્રેમ પ્રસંગરે ગુણ વેલડિયાં. ૫

# શ્રી ધર્મનાથ જિન સ્તવન.

હાંરે મારે જોબનીયાનો લટકો દહાડા ચાર જો—એ દેશી

હાંરે મારે ધર્મ જિણંદશું લાગી પૂરણ પ્રીતજો,
જીવડલો લલચાણો જિનજીની ઉલગે રે લો;
હાંરે મુને થાશે કોઈક સમય પ્રભુ સુપ્રસન્નજો,
વાતડલી તવ મ્હારી સવી થાશે વગે રે લો. ૧

હાંરે કોઇ દુરજનનો ભંભેર્યો માહારો નાથજો,
ઓલવશે નહી ક્યારે કીધી ચાકરી રે લો;
હાંરે મારા સ્વામી સરિખો કુણ છે દુનિયામાંહિજો,
જઇયેરે જીમ તેહને ઘર આશા કરી રે લો. ૨

હાંરે જસ સેવાસેતી સ્વારથની નહીં સિદ્ધિજો,
હાલીરે શી કરવી તેહથી ગોઠડી રે લો;
હાંરે કોઇ જીહું ખાયે તે મીઠાઇને માટે જો,
કોઇરે પરમારથની નહિ પ્રીતડીરે લો. ૩

પ્રભુ અંતરજામી જીવન પ્રાણ આધારજો,
વાહ્યો રે નવિ જાણે કલિયુગ વાયરો રે લો;
હાંરે મ્હારા લાયક નાયક ભક્તવત્સલ ભગવાન જો,
વારૂરે ગુણકેરો સાહિબ સાયરો રે લો. ૪

હાંરે પ્રભુ લાગી મુજને તાહરી માયા જોર જો,
અલગારે રહેવાથી હોય ઓશીંગલોરે લો;

હાંરે કુણ જાણે અંતર્ગતની વિણ મહારાજ જો,
હેજેરે હસી બોલો છાંડી આમલોરે લો. ૫
હાંરે તારે મુખને મટકે અટકયું મહારૂં મન્ન જો,
આંખલડી અણીયાલી કામણગારીયું રે લો.
હાંરે મારે નયણા લંપટ જોવે ખીણ ખિણ તુઝ જો,
રાતાં રે પ્રભુરૂપે ન રહે વારીયું રે લો.
હાંરે પ્રભુ અલગા તો પણ જાણજો કરીને હજુર જો,
તાહરી રે બલિહારી હું જાઉં વારણેરે લો;
હાંરે કવિ રૂપવિબુધનો **મોહન** કરે અરદાસ જો,
ગિરૂઆથી મન આણી ઉલટ અતિ ઘણીરે લો. ૭

## શ્રી ધર્મનાથ જિનસ્તવન.

બેડલે ભાર ઘણો છે રાજ, વાતાં કેમ કરો છો—એ દેશી.

થાંશું પ્રેમ બન્યો છે રાજ, નિરવહેશો તો લેખે;
મેં રાગી થેં છો નીરાગી, અણજુગતે હોય હાંસી,
એક પખો જે નેહ નિર્વહેવો, તેમાંકી શાબાશી. થા૦ ૧
નીરાગી સેવે કાંઇ હોવે, ઈમ મનમાં નવિ આણું;
ફલે અચેતન પણ જિમ સુરમણિ, તિમ તુમ ભક્તિ પ્રમાણું. થા૦ ૨
ચંદન શીતલતા ઉપજાવે, અગ્નિ તે શીત મિટાવે;
સેવકનાં તિમ દુઃખ ગુમાવે, પ્રભુ ગુણ પ્રેમ સ્વભાવે. થા૦ ૩

વ્યસન ઉદય જે જલધિ અણુહરે, શશીહ તેને સંબંધે;
અણસંબંધે કુમુદ અણુહરે, શુદ્ધ સ્વભાવ પ્રબંધે. થા૦ ૪
દેવ અનેરા તુમથી છોટા, થેં જગમાં અધિકેરા;
યશ કહે ધર્મ જિનેશ્વર થાશું, દિલ માન્યા હે મેરા. થા૦ ૫

## શ્રી શાંતિજિન સ્તવન.

ઘરે આવોજી આંબો મોરીયો—એ દેશી.

શ્રી શાંતિજિનેશ્વર સાહિબા, તુજ નાઠે કિમ છુટાશે,
મેં લીધી કેડજ તાહરી, તેહ પ્રસન્ન થયે મૂકાશે. શ્રી૦ ૧
તું વીતરાગપણું દાખવી, ભોલા જનને ભુલાવે;
જાણી મેં કીધી પ્રતિજ્ઞા, તેહથી કહો કોણ ડોલાવે. શ્રી૦ ૨
કોઇ કોઇને કેડે મત પડો, કેડે પડ્યાં આણે વાજ;
નિરાગી પણ પ્રભુ ખેંચીયા, ભક્તેં કરી મેં સાત રાજ. શ્રી૦ ૩
મનમાંહિ આણી વાસીયા, હવે કેમ નિસરવા દેવાય;
જો ભેદ રહિત મુજશું મિલે, તો પલકમાંહી છુટાય. શ્રી૦ ૪
કબજે આવ્યા કિમ છુટશો, દીધા વિણ કહેણ કૃપાલ;
તો શું હઠવાદ લેઈ રહ્યા, કહે **માન** કરો ખુશીયાલ. શ્રી૦ ૫

## શ્રી શાંતિજિન સ્તવન.

સુંદર શાંતિજિણંદની, છબિ છાજે છે,
પ્રભુ ગંગા જલ ગંભીર, કીર્ત્તિ ગાજે છે;

ગજપુર નયર સોહામણું, ઘણું દીપે છે,
વિશ્વસેન નરિંદનો નંદ, કંદર્પ ઝીપે છે. ૧
અચિરા માતાએ ઉર ધર્યો, મન રંજે છે,
મૃગ લંછન કંચન વાન, ભાવઠ ભંજે છે, ૨
પ્રભુ લાખ વરસ ચોથે ભાગે, વ્રત લીધું છે;
પ્રભુ પામ્યા કેવલજ્ઞાન, કારજ સીધ્યું છે. ૩
ધનુષ ચાલીશનું ઈશનું, તનુ સોહે છે;
પ્રભુ દેશના ધુનિ વરસંત, ભવિ પડિબોહે છે. ૪
ભક્તવત્સલ પ્રભુતા ભણી, જન તારે છે,
બૂડંતા ભવજલ માંહિ, પાર ઉતારે છે. ૫
શ્રી સુમતિવિજય ગુરૂ નામથી, દુઃખ નાસે છે,
કહે **રામવિજય** જિનધ્યાન, નવ નિધિ પાસે છે. ૬

## શ્રી શાંતિજિન સ્તવન.

॥ ઈણ સરવરીયારી પાળ૦ ॥ એ દેશી. ॥

સોળમા શ્રી જિનરાજ, ઓલગ સુણો અમ તણી, ॥ લલના. ॥
ભગતથી એવડી કેમ કરો છો ભોલામણી; ॥ લ૦ ॥
ચરણે વિલગ્યો જેહ, આવીને થઇ ખરો, ॥ લ૦ ॥
નિપટ તેહથી કોણ, રાખે રસ અંતરો. ॥ લ૦ ॥ ૧ ॥
મેં તુજ કારણ સ્વામી, ઉવેખ્યા સુર ઘણા, ॥ લ૦ ॥
માહરી દિશાથી મેં તો, ન રાખી કાંઇ મણા; ॥ લ૦ ॥

તો તમે મુઝથી કેમ, અપૂઠા થઈ રહો, ॥ લ૦ ॥
ચૂક હોવે જો કોઇ મુખે મુખથી કહો. ॥ લ૦ ॥ ૨ ॥
તુજથી અવર ન કોય, અધિક જગતી તલે, ॥ લ૦ ॥
જેહથી ચિત્તની વૃત્તિ, એકાંગી જઇ મલે; ॥ લ૦ ॥
દીજે દરિશણ વાર, ઘણી ન લગાવીએ, ॥ લ૦ ॥
વાતડલી અતિ મીઠીએ, કિમ ભરમાવીએ. ॥ લ૦ ॥ ૩ ॥
તું જો જલ તો હું કમલ, કમલ તો હું વાસના, ॥ લ૦ ॥
વાસના તો હું ભ્રમર ન મૂકું આસના; ॥ લ૦ ॥
તું છોડે પણ હું કેમ, છોડીશ તુઝ ભણી, ॥ લ૦ ॥
લોકોત્તર કોઇ પ્રીતિ, આવી તુઝથી બની. ॥ લ૦ ॥ ૪ ॥
ધુરથી શાને સમકિત, દેઈને ભોલવ્યો, ॥ લ૦ ॥
હવે કિમ જાણીં ખોટો દિલાસો ઉલવ્યો; ॥ લ૦ ॥
જાણી ખાસો દાસ, વિમાસો છો કિશ્યું, ॥ લ૦ ॥
અમે તુજ ખીજમતમાંહિ, કે ખોટા કિમ થશું. ॥ લ૦ ॥ ૫ ॥
બીજી ખોટી વાતે, અમે રાચું નહીં ॥ લ૦ ॥
મેં તુમ આગલ માહરા, મનવાલી કહી ॥ લ૦ ॥
રાખો પૂરણ પ્રીતિ, વિમાસો શું તમે ॥ લ૦ ॥
અવસર લહી એકાંત, વિનવીએ છીએ અમે ॥ લ૦ ॥ ૬ ॥
અંતરજામી સ્વામી, અચિરાનંદના ॥ લ૦ ॥
શાંતિકરણ શ્રી શાંતિજી, માનજો વંદના ॥ લ૦ ॥
તુજ સ્તવનાથી તન મન, આણંદ ઉપન્યો ॥ લ૦ ॥
કહે **મોહન** મનરંગ, સુપંડિત રૂપનો ॥ લ૦ ॥ ૭

## શ્રી શાંતિનાથ સ્તવન.

( ખેડલો ભાર ઘણો છે રાજ, વાતાં કેમ કરો છે.—એ રાગ. )

મ્હારો મુજરો લ્યોને રાજ, સાહેબ શાંતિ સલૂણા,
અચિરાજીના નંદન તોરે, દરશણ હેતે આવ્યો;
સમકિત રીઝ કરોને સ્વામી, ભગતિ ભેટણું લાવ્યો. મહા૦

દુઃખભંજન છે બિરૂદ તુમારો, અમને આશ તુમારી;
તુમે નિરાગી થઇને છુટો, શી ગતિ હોવે અમારી. મહા૦

કહેશે લોક ન તાણી કહેવું, એવડું સ્વામી આગે;
પણ બાળક જો બોલી ન જાણે, તો કેમ વહાલો લાગે. મહા૦

મ્હારે તો તું સમરથ સાહિબ, તો કીમ ઓછું માનું,
ચિંતામણિ જેણે ગાંઠે બાંધ્યું, તેહને કામ કિસ્યાનું. મહા૦

અધ્યાતમ રવિ ઉગ્યો મુજ ઘટ. મોહ તિમિર હર્યું જુગતે;
વિમળવિજય વાચકનો સેવક, **રામ** કહે શુભ ભકતે. મહા૦

## શ્રી કુંથુનાથજિન સ્તવન.

સાહેલાં હે કુંથુ જિનેશ્વર દેવ, રત્નદીપક અતિ દીપતો હો લાલ;
ાા સા ાા મુજ મનમંદિરમાંહિ, આવે જો અરિબલ જીપતો હોલાલ. ૧
ાા સા ાા મિટે તો મોહ અંધાર, અનુભવ તેજે ઝલહલે હો લાલ;
ાા સા ાા ધૂમ કષાય ન રેખ, ચરણ ચિત્રામણ નવિ ચલે હો લાલ. ૨

॥સા॥ પાત્ર કરે નહિ હેઠ, સૂરજ તેજે નવિ છિપે હો લાલ;
॥સા॥ સર્વ તેજનું તેજ, પહેલાંથી વાધે પછે હો લાલ. ૩
॥સા॥ જેહ ન મરૂતને ગમ્ય, ચંચલતા જે નવિ લહે હો લાલ;
॥સા॥ જેહ સદા છે રમ્ય, પૃષ્ઠ ગુણે નવિ કૃશ રહે હો લાલ. ૪
॥સા॥ પુદ્ગલ તેલ ન ખેય, તેહ ન શુદ્ધ દશા દહે હો લાલ;
॥સા॥ શ્રી નયવિજય સુશિષ્ય, વાચકયશ ઇણિ પરે કહે હો લાલ. ૫

## શ્રી કુંથુનાથજિન સ્તવન.

( એક દીન પુંડરીક ગણધરૂં રે લાલ—એ રાગ. )

કુંથુ જિનેશ્વર જાણજોરે, સુજમનનો અભિપ્રાયરે; જિનેશ્વર
તું આતમ અલવેસરૂ હો લાલ, રખે તુજ વિરહો થાય રે; જિ૦
તુજ વિરહો કિમ વેઠીયે હો લાલ, તુજ વિરહો દુ:ખદાય રે; જિ૦
તુજ વિરહો ન ખમાય રે, જિ૦ ખિણ વરસાં સો થાય રે; જિ૦
વિરહો મોહોટી બલાય રે, જિ૦ કું૦ એ આંકણી. ૧

તાહરી પાસે આવવું રે, પહેલાં નાવે તું દાય રે. જિ૦
આવ્યા પછી તો જાવવું હો લાલ, તુજ ગુણ વશે ન સુહાય રે.
જિ૦ કું૦ ૨

ન મલ્યાનો ધોખો નહી રે, જસ ગુણનું નહી નાણ રે; જિ૦
મલિયા ગુણ કલિયા પછી હો લાલ, વિછરત જાયે પ્રાણ રે.
જિ૦ કું૦ ૩

જાતિ અંધને દુઃખ નહી રે, ન લહે નયનનો સ્વાદ રે; જિ૦
નયણ સ્વાદ લહી કરી હો લાલ, હાર્યાને વિખવાદ રે.
જિ૦ કું૦ ૪

બીજે પણ કિહાં નવિ ગમે રે, જિણે તુજ વિરહ વંચાય રે; જિ૦
માલતી કુસુમે મ્હાલીયો હો લાલ, મધુપ કરીરે ન જાય રે.
જિ૦ કું૦ ૫

વનદવ દાઝયાં રૂખડાં રે, પલાળે વલી વરસાત રે; જિ૦
તુજ વિરહાનલના બળ્યા હો લાલ, કાળ અનંત ગમાત રે.
જિ૦ કું૦ ૬

ટાઢક રહે તુજ સંગમેં રે, આકુલતા મીટી જાય રે; જિ૦
તુજ સંગે સુખીયો સદા હો લાલ, **માનવિજય** ઉવજઝાયરે.
જિ૦ કું૦ ૭

## શ્રી અરનાથજિન સ્તવન.

( આસણરા જોગી—એ દેશી. )

શ્રી અરજિન ભવજલનો તારૂં, મુઝ મન લાગે વારૂ રે,
મન મોહન સ્વામી.
બાંહ્ય ગ્રહી એ ભવિજન તારે, આણે શિવપુર આરે રે. મન૦ ૧

તપ જપ મોહ મહા તોફાને, નાવ ન ચાલે માને રે; મન૦
પણ નવિ ભય મુઝ હાથોહાથે, તારે તે છે સાથે રે. મન૦ ૨

ભગતને સ્વર્ગ સ્વર્ગથી અધિકું, જ્ઞાનીને ફ્લ દેઇ રે; મન૦
કાયા કષ્ટ વિના ફ્લ લહીયે, મનમાં ધ્યાન ધરેઇ રે. મન૦ ૩
જે ઉપાય બહુવિધની રચના, યોગ સાયા તે જાણો રે; મન૦
શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ધ્યાને, શિવ દિયે પ્રભુ સપરાણો રે.
મન૦ ૪
પ્રભુ પદ વલગ્યા તે રહ્યા તાજા, અલગા અંગ ન સાજા રે; મન૦
**વાચક યશ** કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉં રે.
મન૦ ૫

## શ્રી મલ્લિજિન સ્તવન.

( નાભિરાયા કે બાગ—એ દેશી. )

તુજ મુઝ રીઝની રીઝ, અટપટ એહ ખરીરી ॥
લટપટ નાવે કામ, ખટપટ ભાંજ પરીરી. ॥ ૧ ॥
મલ્લિનાથ તુજ રીઝ, જન રીઝે ન હુએરી ॥
દોય રીઝણનો ઉપાય, સાહમું કાં ન જુએરી. ॥ ૨ ॥
દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શશીરી ॥
એક દુહવાએ ગાઢ, એક જો બોલે હસીરી. ॥ ૩ ॥
લોક લોકોત્તર વાત, રીઝ છે દોય જુઇરી ॥
તાત ચક્રધૂર પૂજ્ય, ચિંતા એહ હુઇરી. ॥ ૪ ॥
રાઝવવો એક સાંઇ, લોક તે વાત કરેરી ॥
શ્રી **નયવિજય** સુશિષ્ય, એહિ જ ચિત્ત ધરેરી. ॥ ૫ ॥

# શ્રી મુનિસુવ્રતજિન સ્તવન.

હાંરે મારે ઠામ ધરમનાં—એ રાગ.

હો પ્રભુ મુજ પ્યારા ન્યારા થયા કેઈ રીત જો,
ઓલગૂઆને આલાલુંબન છે તાહરોરે લો.
હો પ્રભુ મુજ પ્યારા ભક્તિવચ્છલ ભગવંત જો,
આય વસ્યો મન મંદિર સાહિબ માહરો રે લો. ૧
હો૦ ખિણ ન વિસારૂં તુજ જો,
તંબોલીના પાનતણી પરે ફેરતો રે લો.
હો૦ લાગી મુને માયા જોર જો,
દિણયરવાસી સુસાહિબ તુમને હેરતો રે લો. ૨
હો૦ તું નિઃસનેહી જિનરાય જો,
એક પખી પ્રીતલડી કિણ પરે રાખીએ રે લો.
હો૦ અંતર્ગતની મહારાજજો,
વાતલડી વિણ સાહિબ કેહને દાખીએ રે લો. ૩
હો૦ અલખ રૂપ થઇ આપ જો,
જાઇ વસ્યા શિવમંદિર માંહે તું જઈ રે લો.
હો૦ લાધો તુમારો ભેદ જો,
સૂત્ર સિદ્ધાંતે ગતિમેં સાહિબ તુમ લઈ રે લો. ૪
હો૦ જગજીવન જિનરાય જો,
મુનિસુવ્રત જિન મુજરો માનજો માહરો રે લો.
હો૦ પય પ્રણમી જિનરાય જો,
ભવભવસરણો સાહિબ સ્વામી તાહરો રે લો. ૫

હો૦ રાણશું હૃદય મોઝાર જો,
આપોને શામલીયા પદવી તાહરી રે લો.
હો૦ રૂપવિજયનો શિષ્ય જો,
**મોહન**ને મન લાગી માયા તાહરી રે લો. ૬

## શ્રી નમિજિન સ્તવન.

શ્રી નમિ જિનની સેવા કરતાં, અલિયવિઘન સવિ દૂરે નાસેજી;
અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ લીલા, આવે બહુ મહમૂર પાસેજી–શ્રી૦
સયમત્તા અંગણ ગજ ગાજે, રાજે તેજી તુખાર તે ચંગાજી;
બેટાબેટી બંધવ જોડી, લહિયે બહુ અધિકાર રંગાજી–શ્રી૦
વલ્લભ સંગમ રંગ લહીજે, અણ વાહલા હોય દૂરે સહેજેજી;
વાંછાતણો વિલંબન ન હૂજો, કારજ સીઝે ભૂરિ સહેજેજી–શ્રી૦
ચંદ્ર કિરણ ઉજ્વલ યશ ઉલસે, સૂરજ તુલ્ય પ્રતાપી દીપેજી;
જે પ્રભુભક્તિ કરે નિત્ય વિનયે, તે અરિયણ બહુ પ્રતાપી જીપેજી-શ્રી૦
મંગલ માલા લચ્છિ વિશાલા, બાલા બહુલે પ્રેમ રંગેજી;
શ્રી નયવિજય વિબુધ પય સેવક, કહે લહિયે સુખ પ્રેમ અંગેજી–શ્રી૦

## શ્રી નેમિનાથ જિન સ્તવન.

( રાગ કલ્યાણ )

ઘરે આવો તો પૂછું એક વાતલડી– ઘરે૦
તાહરે ને માહરે સાહિબા પ્રીત ઘણેરી, પડી એ પટોલે
ભાતડલી રે. ઘરે૦ ૧
તોરણથી રથ ફેરી ચલાયો, જાણી તુમારી જાતડલી રે. ઘરે૦ ૨

મ્હેર કરીને મારે મંદિર પધારો, રહોને આજની રાતડલી રે. ઘરે૦ ૩
નેમ રાજુલ દોય જઈ ગિરનારે, મુકતે ગયા ભલી ભાતડલી રે. ઘરે૦ ૪
**રૂપચંદ** કહે નાથ નિરંજન, તુમશું બાંધું મારી પ્રીતડલી રે. ઘરે૦ ૫

૨

નેમ પ્રભુના ચરણ કમળની, લગની અમને લાગી;
ભર યૌવનમાં રાજુલ જેવી, રમણી જેણે ત્યાગી. નેમ૦ ૧
કૃષ્ણદેવની સઘળી નારી, મન હરનારી કામણગારી;
વિવાહની વાતો ઉચ્ચારી, મન ડોલાવા લાગી. નેમ૦ ૨
પશુઓની સુણીને વાણી, દયા અતિશય દિલમાં આણી;
ગીરનારે જઈ સંયમ ધારી, માયા મમતા ત્યાગી. નેમ૦ ૩
પાછળ આવી રાજુલ નારી, પૂર્વ જન્મથી છે સંસ્કારી;
તેને પણ આપે ત્યાં તારી, ભવની ભાવઠ ભાંગી. નેમ૦ ૪
રોમ રોમમાં નિર્વિકારી, અમને આપો બુદ્ધિ સારી;
**શ્યામ** જીવનમાં ઝળહળકારી, નિર્મળ જયોતિ જાગી. નેમ૦ ૫

## શ્રી પાર્શ્વજિન સ્તવન.

પ્રથમ જિનેશ્વર પ્રણમિયે—એ રાગ.

પરમાતમ પરમેશ્વરૂ, જગદીશ્વર જિનરાજ,
જીગબંધવ જગભાણુ બલિહારી તુમ તણી, ભવજલધિમાં રે જહાજ.
તારક વારક મોહનો, ધારક નિજ ગુણ ઋદ્ધિ;
અતિશયવંત ભદંત રૂપાળી શિવ વધૂ, પરણી લહી નિજ સિદ્ધિ.૨

જ્ઞાન દર્શન અનંત છે, વળી તુજ ચરણ અનંત;
ઈમ દાનાદિ અનંત ક્ષાયિકભાવે થયા, ગુણ તે અનંતાનંત. ૩
બત્રીશ વર્ણ સમાય છે, એક જ શ્લોક મોઝાર,
એક વર્ણ પ્રભુ તુજ ન માયે જગતમાં, કેમ કરી થાણીએ ઉદાર. ૪
તુજ ગુણ કોણ ગણી શકે, જો પણ કેવલી હોય;
આવિર્ભાવે તુજ સયલ ગુણ માહરે, પ્રછન્ન ભાવથી જોય. ૫
શ્રી પંચાસરા પાસજી, અરજ કરૂં એક તુજ;
આવિર્ભાવથી થાય દયાલ કૃપાનિધિ, કરૂણા કીજેજી મુજ. ૬
શ્રી જિન ઉત્તમ તાહરી, આશા અધિક મહારાજ;
પદ્મવિજય કહે એમ લહું શિવનગરીનું, અક્ષય અવિચલ રાજ. ૭

## ૨ શ્રી પાર્શ્વજિન સ્તવન.

દેહુ દેહુ નણંદ હઠીલી—એ દેશી.

શ્રી પાસજી પ્રગટ પ્રભાવી, તુજ મૂરતિ મુજ મન ભાવીરે,
મનમોહના જિનરાયા.
સુર નર કિન્નર ગુણ ગાયારે, મનમોહના જિનરાયા.
જે દિનથી મૂરતિ દીઠી, તે દિનથી આપદા નીઠી રે—મ૦ ૧
મુખ મટકાલું સુપ્રસન્ન, દેખત રીઝે ભવિ મન્ન રે; મ૦
સમતારસ કેરાં કચોલાં, નયણાં દીઠે રંગરોલાં રે મ૦ ૨
હાથે ન ધરે હથિયાર, નહી જપમાલાનો પ્રચાર રે; મ૦
ઉત્સંગે ન ધરે વામા, જેહથી ઉપજે સવિ કામા રે—મ૦ ૩

ન કરે ગીત નૃત્યના ચાળા, એ તો પ્રત્યક્ષ નટના ખ્યાલા રે
ન વજાવે આપે વાજાં, ન ધરે વસ્ત્ર જીરણ સાજાં રે–મ૦
ઈમ મૂરતિ તુજ નિરૂપાધિ, વીતરાગપણે કરી સાધી રે; મ૦
કહે **માનવિજય** ઉવજ્ઝાય, મેં અવલંબ્યા તુજ પાય રે–મ૦

## ૩ શ્રી પાર્શ્વજિન સ્તવન.

રાતા જેવાં ફૂલડાં ને, શામલ જેવો રંગ;
આજ તારી આંગીનો કાંઇ, રૂડો બન્યો રંગ;
પ્યારા પાસજી હો લાલ, દીનદયાળ મુને નયણે નિહાલ.
જોગીવાડે જાગતો ને, માતો ધિંગડમલ્લ;
શામલો સોહામણો ને, જીત્યા આઠે મલ્લ. પ્યા૦ ૨
તું છે મારો સાહિબો ને, હું છું તારો દાસ;
આશા પૂરો દાસની, કાંઇ સાંભળી અરદાસ. પ્યા૦ ૩
દેવ સઘલા દીઠા તેમાં, એક તું અવલ્લ;
લાખેણું છે લટકું તહારૂં, દેખી રીઝે દલ્લ. પ્યા૦ ૪
કોઇ નમે પીરને ને, કોઇ નમે રામ;
**ઉદયરત્ન** કહે પ્રભુ, મારે તુમશું કામ. પ્યા૦ ૫

## ૪ શ્રી શંખેશ્વરપાર્શ્વનાથનું સ્તવન.

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો;
સાંભળીને આવ્યો હું તીરે, જન્મ મરણ દુઃખ વારો;
સેવક અર્જ કરે છે રાજ, અમને શિવસુખ આપો. ૧

સહુકોનાં મનવંછિત પૂરો, ચિંતા સહુની ચૂરો;
એહવું બિરૂદ છે રાજ તમારૂં, કેમ રાખો છો દૂરે. સેવક૦ ૨
સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો;
કરૂણાસાગર કેમ કહેવાશો, જો ઉપગાર ન કરશો. સેવક૦ ૩
લટપટનું હવે કામ નહીં છે, પ્રત્યક્ષ દરિશન દીજે;
ધુંઆડે ધીજું નહિ સાહિબ, પેટ પડ્યાં પતિજે. સેવક૦ ૪
શ્રી શંખેશ્વર મંડણ સાહિબ, વિનતડી અવધારો;
કહે જિનહર્ષ મયા કરી મુજને, ભવસાયરથી તારો. સેવક૦ ૫

## ૫ શ્રી પાર્શ્વજિન સ્તવન.

મોહન મુજરો લેજો રાજ, તુમ સેવામાં રહીશું.
વામાનંદન જગદાનંદન, જેહ સુધારસ ખાણી;
મુખ મટકે લોચનને લટકે, લોભાણી ઇંદ્રાણી. મોહન૦ ૧.
ભવ પટ્ટણ ચિહું દિશી ચારે ગતિ, ચોરાશી લખ ચૌટા;
ક્રોધ માન માયા લોભાદિક, ચોવટીયા અતિ ખોટા. મોહન૦ ૨.
મિથ્યા મ્હેતો કુમતિ પુરોહિત, મદન સેનાને તોરે;
લાંચ લઇ લખ લોક સંતાપે, મોહ કંદર્પને જોરે. મોહન૦ ૩.
અનાદિનિગોદ તે બંધીખાણો, તૃષ્ણા તોપે રાખ્યો;
સંજ્ઞા ચારે ચોકી મેલી, વેદ નપુંસક વાંકો. મોહન૦ ૪.
ભવસ્થિતિ કર્મ વિવર લઇ નાઠો, પુણ્ય ઉદય પણ વાધ્યો;
સ્થાવર વિકલેંદ્રિયપણું ઓળંગી, પંચેંદ્રિયપણું લાધો. મોહન૦ ૫.
માનવ ભવ આરજ કુળ સદ્‌ગુરૂ, વિમળ બોધ મળ્યો મુજને;

ક્રોધાદિક સહુ શત્રુ વિણાસી, તેણે ઓળખાવ્યો તુજને.
પાટણ માંહે પરમ દયાળુ, જગત વિભૂષણ ભેટ્યા;
સત્તરબાણુ શુભ પરિણામે, કર્મ કઠિન બળ મેટ્યા. મોહન૦ ૭
સમકિત ગજ ઉપશમ અંબાડી, જ્ઞાન કટક બળ કીધું;
**ખીમાવિજય** જિન ચરણરમણ સુખ, રાજ પોતાનું લીધું. મોહન૦ ૮

## ૧ શ્રી મહાવીર જિન સ્તવન.

જગપતિ તારક શ્રી જિનદેવ, દાસનો દાસ છું તાહરો;
જગપતિ તારક તું કિરતાર, મનમોહન પ્રભુ માહરો. ૧
જગપતિ તાહરે તો ભક્ત અનેક, મારે તો એક જ તું ધણી;
જગપતિ વીરમાં તું મહાવીર, સૂરતિ તારી સોહામણી. ૨
જગપતિ ત્રિશલા રાણીનો તન, ગંધાર બંદર ગાજીઓ;
જગપતિ સિદ્ધારથ કુળ શણગાર, રાજ રાજેશ્વર રાજીયો. ૩
જગપતિ ભગતોની ભાંગે છે ભીડ, ભીડ પડે પ્રભુ પારીખે;
જગપતિ તુંહી પ્રભુ અગમ અપાર, સમજ્યો ન જાય મુઝ સારીખે. ૪
જગપતિ **ઉદય** નમે કર જોડ, સત્તર નેવ્યાસી સમે કિયો;
જગપતિ ખંભાત જંબૂસર સંઘ, ભગવંત ભાવશું ભેટિયો. ૫

## ૨ શ્રી મહાવીરજિન સ્તવન.

ભોલીડા હંસા રે વિષય ન રાચીયે—એ દેશી.

સિદ્ધારથના રે નંદન વિનવું, વિનતડી અવધાર;
ભવમંડપમાં રે નાટક નાચિયો, હવે મુજ દાન દેવરાવ.
હવે મુજ પાર ઉતાર. સિદ્ધા૦ ૧

ત્રણ રતન મુજ આપો તાતજી, જેમ નાવે રે સંતાપ;
દાન દેયંતા રે પ્રભુ કોસર કીસી, આપો પદવી રે આપ. સિદ્ધા૦ ૨
ચરણ અંગુઠે રે મેરૂ કંપાવિયા, મોડ્યાં સુરનાં રે માન;
અષ્ટકર્મના રે ઝગડા જીતવા, દીધાં વરસી રે દાન. સિદ્ધા૦ ૩
શાસનનાયક શિવસુખદાયક, ત્રિશલા કૂખે રતન્ન;
સિદ્ધારથનો રે વંશ દીપાવિયો, પ્રભુજી તુમે ધન્ય ધન્ય.
સાહેબ તુમે ધન્ય ધન્ય. સિદ્ધા૦ ૪
વાચકશેખર કીર્તિવિજય ગુરૂ, પામી તાસ પસાય;
ધર્મતણા એ જિન ચોવિશમા, વિનય વિજય ગુણ ગાય. સિદ્ધા૦ ૫

## ૩ શ્રી મહાવીરજિન સ્તવન.

રાગ—ધન્યાશ્રી

ગિરૂઆરે ગુણ તુમ તણાં, શ્રી વર્ધમાન જિનરાયારે;
સુણતાં શ્રવણે અમી ઝરે, માહારી નિર્મળ થાયે કાયારે. ગિ૦ ૧
તુમ ગુણગણ ગંગાજળે, હું ઝીલી નિર્મળ થાઉંરે;
અવર ન ધંધો આદરૂં, નિશદિન તોરા ગુણ ગાઉંરે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગંગાજળે, તે છિલ્લર જળ નવિ પેસેરે;
જે માલતી ફૂલે મોહીયા, તે બાવળ જઇ નવિ બેસેરે. ગિ૦ ૩
એમ અમે તુમ ગુણગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરૂં, જે પરનારી વશ રાચ્યારે; ગિ૦ ૪
તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારોરે;
વાચક યશ કહે માહરે, તું જીવન જીવ આધારોરે. ગિ૦ ૫

## ૪ શ્રી મહાવીરસ્વામી સ્તવન.

પ્રભુજી વીર જિણંદને વંદિયે, ચોવીશમા જિનરાય હો;
ત્રિશલના જાયા.
પ્રભુજીને નામે તે નવનિધિ સંપજે, ભવદુઃખ સવિ મીટી જાય હો
ત્રિશલાના જાયા. ॥ ૧ ॥ એ આંકણી. ॥
પ્રભુજી કંચનવાન કર સાતનું, જગતાતનું એટલું માન હો; ત્રિ૦
પ્રભુજી મૃગપતિ લંછન ગાજતો, ભાંજતો મદગજ માન હો. ત્રિ૦ ૨
પ્રભુજી સિદ્ધારથ ભગવંત છો, સિદ્ધારથકુળચંદ હો; ત્રિ૦
પ્રભુજી ભક્તવત્સલ ભવદુઃખહરૂ, સુરતરૂસમ સુખકંદ હો. ત્રિ૦ ૩
પ્રભુજી ગંધારબંદર ગુણનિલો, જગતિલો જિહાં જગદીશ હો; ત્રિ૦
પ્રભુજીનું દર્શન દેખીને ચિત્ત ઠર્યું, સર્યું મુજ વંછિત ઈશ હો. ત્રિ૦ ૪
પ્રભુજી શિવનગરીનો રાજીયો, જગતારણ જિનદેવ હો; ત્રિ૦
પ્રભુજી રંગવિજયને આપજો, ભવોભવ તુમ પાય સેવ હો. ત્રિ૦ ૫

## ૫ શ્રી મહાવીરજિન સ્તવન.

નારે પ્રભુ નહી માનું, નહી માનું રે અવરની આણ નારે પ્રભુ૦
મ્હારે તાહરૂં વચન પ્રમાણ, નારે પ્રભુ૦ એ આંકણી.
હરિહરાદિક દેવ અનેરા, તે દીઠા જગમાંય રે;
ભામિની ભરમ ભ્રકુટીએ ભૂલ્યા, તે મુજને ન સુહાય. નારે૦ ૧
કેઈક રાગી કેઈક દ્વેષી, કેઈક લોભી દેવ રે;
કેઈક મદમાયામાં ભરિયા, કેમ કરીએ તસ સેવ. નારે૦ ૨

મુદ્રા પણ તેહમાં નવિ દીસે, તુજ માંહેલી તિલમાત રે;
તે દેખી દિલડું નવિ રીઝે, શી કરવી તસ વાત. નારે૦ ૩
તું ગતિ તું મતિ તું મુજ પ્રીતમ, જીવ જીવન આધાર રે;
રાત દિવસ સ્વપ્નાંતર તુંહી તુંહી, તુંહી માહરે નિરધાર. નારે૦ ૪
અવગુણ સહુ ઉવેખીને પ્રભુ, સેવક કરીને નિહાળ રે;
જગબંધવ એ વિનંતિ માહરી, માહરાં સવિ દુઃખ દૂરે ટાળ. નારે૦ ૫
ચોવીશમા પ્રભુ ત્રિભુવનસ્વામી, સિદ્ધારથના નંદ રે;
ત્રિશલાજીના ન્હાનડીયા પ્રભુ, તુમ દીઠે અતિહિ આનંદ. નારે૦ ૬
સુમતિવિજય કવિરાયનો કહે, રામવિજય કર જોડ રે;
ઉપગારી અરિહંતજી માહરા, ભવભવનાં બંધ છોડ. નારે૦ ૭

## ૬ શ્રી મહાવીરજિન સ્તવન.

કડખાની દેશી.

તાર હો તાર પ્રભુ, મુજ સેવક ભણી, જગતમાં એટલું સુજસ લીજે;
દાસ અવગુણ ભર્યો, જાણી પોતા તણો, દયાનિધિ દીનપર દયા કીજે. ૧ તા૦
રાગદ્વેષે ભર્યો, મોહવૈરી નડ્યો, લોકની રીતિમાં ઘણુંએ રાતો;
ક્રોધવશ ધમધમ્યો, શુદ્ધ ગુણ નવિ રમ્યો, ભમ્યો ભવમાંહિ હું વિષય માતો. ૨. તા૦
આદર્યું આચરણ, લોક ઉપચારથી, શાસ્ત્ર અભ્યાસ પણ કાંઈ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વળી આત્મ અવલંબ વિનુ, તેહવો કાર્ય તિણે કો ન સીધો. ૩. તા૦

સ્વામી દરિસણ સમો, નિમિત્ત લહી નિર્મળો, જો ઉપાદાન એ
શુચિ ન થાશે;
દોષ કો વસ્તુનો, અહવા ઉદ્યમતણો, સ્વામીસેવા સહી
નિકટ લાશે. ૪. તા૦

સ્વામીગુણ ઓળખી, સ્વામીને જે ભજે, દરિસણ શુદ્ધતા
તેહ પામે;
જ્ઞાન ચારિત્ર તપ, વીર્ય ઉલ્લાસથી, કર્મ જીપી વસે મુક્તિ–
ધામે. ૫. તા૦

જગત વત્સલ મહા–વીર જિનવર સુણી, ચિત્ત પ્રભુ ચરણને
શરણ વાસ્યો;
તારજો બાપજી, બિરૂદ નિજ રાખવા, દાસની સેવના રખે
જોશો. ૬ તા૦

વિનતિ માનજો, શક્તિ એ આપજો, ભાવસ્યાદ્વાદતા શુદ્ધ ભાસે;
સાધી સાધક દશા, સિદ્ધતા અનુભવી, **દેવચંદ્ર** વિમલ
પ્રભુતા પ્રકાશે. ૭ તા૦

## શ્રી વીરજિન ચૌદ સુપનનું સ્તવન.

સિદ્ધારથ રાજાને ઘેર પટરાણી, ત્રિશલા નામે સોહામણી એ;
રાજભુવનમાંહે પલંગે પોઢંતા, ચઉદ સુપન રાણીએ લહ્યા એ. ૧.
પહેલે રે સુપને ગયવર દીઠો, બીજે વૃષભ સોહામણો એ;
ત્રીજે સિંહ સુલક્ષણો દીઠો, ચોથે લક્ષ્મી દેવતા એ. ૨

પાંચમે પંચ વરણની માળા, છઠ્ઠે ચંદ્ર અમીઝરો એ;
સાતમે સૂરજ આઠમે ધ્વજા, નવમે કલશ રૂપાતણો એ. ૩
પદ્મસરોવર દશમે દીઠો, ક્ષીરસમુદ્ર અગ્યારમે એ;
દેવવિમાન તે બારમે દીઠું, રણઝણ ઘંટા વાજતાં એ. ૪.
રત્નનો રાશિ તે તેરમે દીઠો, અગ્નિશિખા દીઠી ચઉદમે એ;
ચઉદ સુપન લઈ રાણીજી જાગ્યા, રાણીએ રાયને જગાડિયા એ. ૫
ઉઠો ઉઠો સ્વામી મને સુહણલાં લાધાં, એરે સુપન ફળ શા હશે એ;
રાય સિદ્ધારથે પંડિત તેડ્યા, કહો રે પંડિત ફળ એહનું એ. ૬
અમ કુળમંડણ તુમ કુળ દીવો, ધન રે મહાવીર અવતર્યા એ;
જે નર ગાવે તે સુખ પાવે, આનંદ રંગ વધામણાં એ. ૭

## શ્રી મહાવીરસ્વામીનું હાલરડું.

માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે,
ગાવે હાલો હાલો હાલરૂવાનાં ગીત,
સોના રૂપા ને વળી રત્ને જડિયું પારણું,
રેશમ દોરી ઘૂઘરી વાગે છુમ છુમ રીત,
હાલો હાલો હાલો હાલો મારા નંદને. ॥ ૧ ॥
જિનજી પાસપ્રભુથી વરસ અઢીશેં અંતરે,
હોશે ચોવીશમો તીર્થંકર જિન પરિમાણ,
કેશીસ્વામી મુખથી એવી વાણી સાંભળી,
સાચી સાચી હુઇ તે મારે અમૃત વાણ. ॥ હા૦ ॥૨॥
ચૌદે સ્વપ્ને હોવે ચક્રી કે જિનરાજ,

વીત્યા બારે ચક્રી નહી હવે ચક્રીરાજ,
જિનજી પાસ પ્રભુના શ્રી કેશી ગણધાર,
તેહને વચને જાણ્યા ચોવીશમા જિનરાજ,
મારી કૂખે આવ્યા ત્રણ ભુવન શિરતાજ,
મારી કુખે આવ્યા સંઘ તીરથની લાજ,
હું તો પુણ્ય પનોતી ઈંદ્રાણી થઈ આજ. ॥ હા૦ ॥૩॥
મુજને દોહોલો ઉપન્યો બેસું ગજ અંબાડીએ,
સિંહાસનપર બેસું ચામર છત્ર ધરાય:
એ સહુ લક્ષણ મુજને નંદન તાહરા તેજનાં,
તે દિન સંભારૂં ને આનંદ અંગ ન માય. ॥હા૦॥૪॥
કરતલ પગતલ લક્ષણ એક હજાર ને આઠ છે,
તેહથી નિશ્ચય જાણ્યા જિનવર શ્રી જગદીશ;
નંદન જમણી જંઘે લંછન સિંહ બિરાજતો,
મેં તો પહેલે સુપને દીઠો વિશવા વીશ. ॥હા૦॥૫॥
નંદન નવલા બંધવ નંદીવર્દ્ધનના તમે,
નંદન ભોજાઈઓના દેયર છો સુકુમાલ,
હસશે ભોજાઈઓ કહી દીયર મહારા લાડકા,
હસશે રમશે ને વલી ચુંટી ખણશે ગાલ,
હસશે રમશે ને વલી હુંસા દેશે ગાલ, ॥હા૦॥૬॥
નંદન નવલા ચેડા રાણાના ભાણેજ છો,
નંદન નવલા પાંચશે મામીના ભાણેજ છો,
નંદન મામલીયાના ભાણેજા સુકુમાલ,

હસશે હાથે ઉચ્છાલી કહીને નાહના ભાણેજા,
આંખ્યો આંજી ને વલી ટપકું કરશે ગાલ. ॥હા૦॥૭॥
નંદન મામા મામી લાવશે ટોપી આંગલાં,
રત્ને જડીયાં ઝાલર મોતી કસબી કોર;
નીલાં પીલાં ને વળી રાતાં સર્વે જાતિનાં,
પહેરાવશે મામી માહરા નંદકિશોર. ॥ હા૦ ॥ ૮ ॥
નંદન મામા મામી સુખલડી સહુ લાવશે,
નંદન ગજુવે ભરશે લાડુ મોતીચૂર;
નંદન મુખડાં જોઈને લેશે મામી ભામણાં,
નંદન મામી કહેશે જીવો સુખ ભરપૂર. ॥ હા૦ ॥ ૯ ॥
નંદન નવલી ચેડા મામાની સાતે સતી,
સારી ભત્રીજી ને બેન તમારી નંદ,
તે પણ ગુંજે ભરવા લાખણસાઈ લાવશે,
તુમને જોઇ જોઈ હોશે અધિકો પરમાનંદ. ॥હા૦॥૧૦॥
રમવા કાજે લાવશે લાખ ટકાનો ઘુઘરો,
વલી સૂડા મેના પોપટ ને ગજરાજ;
સારસ હંસ કોયલ તીતર ને વલી મોરજી,
મામી લાવશે રમવા નંદ તમારે કાજ. ॥હા૦॥૧૧॥
છપ્પન કુમરી અમરી જલકલશે નવરાવિયા,
નંદન તમને અમને કેલીઘરની માંહિ;
ફૂલની વૃષ્ટિ કીધી યોજન એકને માંડલે,
બહુ ચિરંજીવો આશીષ દીધી તુમને ત્યાંહિ. ॥હા૦॥૧૨॥

તમને મેરૂગિરિ પર સુરપતિએ નવરાવિયા,
નિરખી નિરખી હરખી સુકૃત લાભ કમાય;
મુખડા ઉપર વારૂ કોટિ કોટિ ચંદ્રમા,
વળી તન પર વારૂ ગ્રહગણનો સમુદાય. ॥ હા૦ ॥૧૩॥

નંદન નવલા ભણવા નિશાળે પણ મૂકશું,
ગજપર અંબાડી બેસાડી મોહોટે સાજ;
પસલી ભરશું શ્રીફળ ફોફળ નાગરવેલશું,
સુખડલી લેશું નિશાળીયાને કાજ. ॥ હા૦ ॥૧૪॥

નંદન નવલા મોહોટા થાશો ને પરણાવશું,
વહુવર સરખી જોડી લાવશું રાજકુમાર;
સરખા વેવાઈ વેવાણોને પધરાવશું,
વરવહુ પોંખી લેશું જોઈ જોઈને દેદાર. ॥ હા૦ ॥૧૫॥

પીયર સાસર માહરા બેહુ પખ નંદન ઉજળા,
મહારી કૂખે આવ્યા તાતપનોતા નંદ;
મહારે આંગણ વૂઠા અમૃત દૂધે મેહુલા,
મહારે આંગણે ફળીયા સુરતરૂ સુખના કંદ. ॥ હા૦ ॥૧૬॥

ઇણિ પરે ગાયું માતા ત્રિશલાસુતનું પારણું,
જે કોઈ ગાશે લેશે પુત્ર તણા સામ્રાજ;
બીલીમોરા નગરે વરણવ્યું વીરનું હાલરૂં,
જય જય મંગલ હોજો દીપવિજય કવિરાજ. ॥ હા૦ ॥૧૭॥

# શ્રી મહાવીરસ્વામીનું પંચ કલ્યાણિક-સ્તવન.

## દોહા.

શાસનનાયક શિવંકરણ, વંદું વીર જિણંદ;
પંચ કલ્યાણક તેહનાં ગાશું ધરી આનંદ. ૧.

સુણતાં થુણતાં પ્રભુતણા, ગુણ ગિરૂવા એક તાર;
ઋદ્ધિ વૃદ્ધિ સુખસંપદા, સફળ હોય અવતાર. ૨.

## ॥ ઢાળ પહેલી. ॥

બાપલડી સુણ જીભલડી—એ દેશી.

સાંભળજો સસનેહી સયણા, પ્રભુજીના ચરિત્ર ઉલ્લાસે;
જે સાંભળશે પ્રભુગુણ તેહનાં, સમકિત નિર્મળ થાશે રે. સાં૦ ૧

જંબૂદ્વીપે દક્ષિણ ભરતે, માહણકુંડ નામ ગ્રામે;
રિખભદત્ત બ્રાહ્મણ તસ નારી, દેવાનંદા નામે રે. સાં૦ ૨

આષાઢ શુદિ છઠ્ઠે પ્રભુજી, પુષ્પોત્તરથી ચવિયા;
ઉત્તરાફાલ્ગુની જોગે પ્રભુ આવી, તસ કૂખે અવતરિયા રે. સાં૦ ૩

તેણી રયણી સા દેવાનંદા, સુપન ગજાદિક નિરખે;
પરભાતે સુણી કંત રિખવદત્ત, હૈડામાંહી હરખે રે. સાં૦ ૪

ભાખે ભોગ અર્થ સુખ હોશે, હોશે પુત્ર સુજાણ;
તે નિસુણી સા દેવાનંદાએ, કીધું વચન પ્રમાણ રે. સાં૦ ૫

ભોગ ભલા ભોગવતી વિચરે, એવે અચરિજ હોવે;
શતક્રુત જીવ સુરેશ્વર હરખે, અવધે પ્રભુજીને જોવે રે સાં૦ ૬

ફરી વંદનને ઈંદ્ર સન્મુખ, સાત આઠ ડગ આવે;
શક્રસ્તવ વિધિ સહિત ભણીને, સિંહાસન સોહાવે રે. સાં૦ ૭
સંશય પડિયા એમ વિમાસે, જિન ચક્રી હરિ રામ;
તુચ્છ દારિદ્ર માહણકુળ નામ, ઉગ્ર ભોગ વિના ધામ રે. સાં૦ ૮
અંતિમ જિન માહણકુળ આવ્યા, એહ અછેરું કહિયે,
અવસર્પિણી ઉત્સર્પિણી અનંતી, જાતે એહવું લહિયે રે. સાં૦ ૯
એણી અવસર્પિણી દશ અચ્છેરાં, થયાં તે કહિયે એહ;
ગર્ભહરણ ગોશાળા ઉપસર્ગ, નિષ્ફળ દેશના જેહ રે સાં૦ ૧૦
મૂળ વિમાને રવિ શશી આવ્યા, ચમરાનો ઉત્પાત;
એ શ્રી વીરજિનેશ્વર વારે, ઉપના પંચ વિખ્યાત રે. સાં૦ ૧૧
સ્ત્રી તીરથ મલ્લિ જિન વારે, શીતલને હરિવંશ;
ઋષભને અઠ્ઠોત્તરસો સિધ્યા, સુવિધિ અસંયતિ શંસરે. સાં૦ ૧૨
શંખ શબ્દ મળીઆ હરિ હરિશું, નેમીશ્વરને વારે;
તેમ પ્રભુજી નીચ કુળે અવતરિયા, સુરપતિ એમ વિચારે રે. સાં૦૧૩

## ॥ ઢાળ બીજી. ॥

[ નદી જમુનાકે તીર, ઉડે દોય પંખીયાં—એ દેશી. ]

ભવ સત્તાવીશ થૂળ માંહિ ત્રીજે ભવે, મરિચી કીયો કુલમદ ભરત જદ સ્તવે ॥ નીચ ગોત્રકર્મ બાંધ્યું તિહાં તેહથી, અવતરિયા માહણકુળ અંતિમ જિનપતિ. ॥ ૧ ॥ અતિશે અઘટતું એહ થયું થાશે નહિ, યોનિપ્રસવ જિનચક્રી

નીચકુળે નહિ ॥ એહ મારો આચાર ધરૂં ઉત્તમ કુળે, હરિણ-
ગમેષી દેવ તેડાવ્યો તેટલે. ॥ ૨ ॥ કહે માહણકુંડ નયર
જઈ ઉચિત કરો, દેવાનંદા કૂખેથી પ્રભુને સંહરો ॥ નયર
ક્ષત્રિયકુંડ રાય સિદ્ધારથ ગેહિની, ત્રિશલા રાણી ધરો પ્રભુ
કૂખે તેહની. ॥ ૩ ॥ ત્રિશલા ગર્ભ લઈને ધરો માહણી ઉરે,
બ્યાસી રાત વ્યતિત કહ્યું તેમ સુર કરે ॥ માહણી દેખે સુપન
જાણે ત્રિશલા હર્યાં, ત્રિશલા સુપન લહે ત્યાં ચૌદ અલંકર્યાં.
॥ ૪ ॥ હાથી વૃષભ સિંહ લક્ષ્મી માળા સુંદરૂ, શશી
રવિ ધ્વજ કુંભ પદ્મસરોવર સાગરૂ ॥ દેવવિમાન રયણ-
પુંજ અગ્નિ વિમલ હવે, દેખે ત્રિશલા માત કે પિયુને વી-
નવે. ॥ ૫ ॥ હરખે રાય કે સુપનપાઠક તેડાવીયા, રાજ ભોગ
સુત ફલ સુણી તેણે વધાવીઆ ॥ ત્રિશલા રાણી વિધિશું ગર્ભ
સુખે વહે, માય તણે હિત હેત કે પ્રભુ નિશ્ચલ રહે. ॥ ૬ ॥
માય ધરે દુઃખ જોર વિલાપ ઘણા કરે, કે મેં કીધાં પાપ
અઘોર ભવાંતરે ॥ ગર્ભ હર્યો મુજ સેણે હવે કેમ પામીએ,
દુઃખનું કારણ જાણ્યું વિચાર્યું સ્વામીએ ॥ ૭ ॥ અહો અહો
મોહ વિડંબણા જાલમ જગતમેં, અણદીઠે દુઃખ એવડું પાયું પ-
લકમેં ॥ તામ અભિગ્રહ કીધો પ્રભુજીએ તે કહું, માતપિતા
જીવતા સંજમ નવિ ગ્રહું ॥ ૮ ॥ કરૂણા આણી અંગ હલાવ્યું
જિનપતિ, બોલે ત્રિશલા માતા હૈયે ઘણું હીસતી ॥ અહો
મુજ જાગ્યા ભાગ્ય ગર્ભ મુજ સળવલ્યો, સેવ્યો શ્રી જિન ધર્મ કે
સુરતરૂ જેમ ફળ્યો. ॥ ૯ ॥ સખીઓ કહે શિખામણ સ્વામિની

સાંભળો, હલવે હલવે બોલો હસો ખેલો ચલો ॥ એમ આનંદે વિચરતાં દોહલા પૂરતા, નવ માહિના ને સાડાસાત દિવસ થતાં. ॥ ૧૦ ॥ ચૈત્રતણી શુદિ તેરશ નક્ષત્ર ઉત્તરા, જોગે જન્મ્યા વીર સુહંકર સુંદરા ॥ ત્રિભુવન થયો રે ઉદ્યોત કે હરખ વધામણા, સોના રૂપાને ફૂલે વધાવે સુર ઘણા. ॥ ૧૧ ॥ આવે છપ્પન કુમારિકા પ્રભુ ઓચ્છવ તણે, ચળે રે સિંહાસન ઇંદ્ર કે ઘંટા રણઝણે ॥ મેળી સુરની કોડ કે સુરવર આવિયા, પંચરૂપ કરી પ્રભુને સુરગિરિ લાવીયા ॥ ૧૨ ॥ એક કોડ સાઠ લાખ કળશ જળ શું ભર્યા, કેમ સહેશે લઘુ વીર કે ઇંદ્રે સંશય ધર્યા ॥ પ્રભુ અંગુઠે ચાંપ્યો મેરૂ અતિ થડથડ્યો, ગડગડ્યો પૃથ્વી લોક જગત જન લડથડ્યો. ॥ ૧૩ ॥ અનંત બળ પ્રભુ જાણી ઇંદ્રે ખમાવીયા, ચાર વૃષભના રૂપ કરી જળ નામીયા ॥ પૂજી અર્ચી પ્રભુને માય પાસે ધરે, ધરે અંગુઠે અમૃત ગયા નંદીશ્વરે. ॥ ૧૪ ॥

## ઢાળ ત્રીજી.

( દેશી—હમચડીની )

કરે મહોચ્છવ સિદ્ધારથ નૃપ, નામ ધર્યું વર્દ્ધમાન;
દિન દિન વાધે પ્રભુ સુરતરૂ જેમ, રૂપકલા અસમાનરે. હમચડી૦ ૧.
એક દિન પ્રભુજી રમવા કારણ, પૂર બાહિર જબ આવે;
ઇંદ્રમુખે પ્રશંસા સુણીને, મિથ્યાત્વી સુર આવે રે. હ૦ ૨.
અહિરૂપે વીંટાણો તરૂશું, પ્રભુજીએ નાખ્યો ઉછાળી;
સાત તાડનું રૂપ કર્યું જબ, મુષ્ટે નાંખ્યો જાળી રે. હ૦ ૩.

પાય લાગીને તે સુર ખમીયો, નામ ધર્યું મહાવીર;
જેવા ઇંદ્રે વખાણ્યા સ્વામી, તેહવા સાહસ ધીર રે. હ૦ ૪.

માતપિતા નિશાળે મૂકે, આઠ વરસના જાણી;
ઇંદ્રતણા તિહાં સંશય ટાળ્યા, નવ વ્યાકરણ વખાણી રે. હ૦ ૫.

અનુક્રમે યૌવન પામ્યા પ્રભુજી, વર્યા જશોદા રાણી;
અઠ્ઠાવીશ વરસે પ્રભુજીના, માતાપિતા નિર્વાણી રે. હ૦ ૬.

દોય વરસ ભાઇને આગ્રહે, પ્રભુ ઘરવાસે વસીયા;
ધર્મ પંથ દેખાડો એમ કહે, લોકાંતિક ઉલ્લસીયા રે. હ૦ ૭.

એક ક્રોડ સાઠ લાખ સોનૈયા, દિન પ્રત્યે પ્રભુજી આપે;
એમ સંવત્સરી દાન દઇને, જગના દારિદ્ર દુઃખ કાપે રે. હ૦ ૮.

છંડી રાજ્ય અંતેઉર પ્રભુજી, ભાઇએ અનુમતિ દીધી;
માગસર વદિ દશમી ઉત્તરાએ, વીરે દીક્ષા લીધી રે. હ૦ ૯.

ચઉનાણી તે દિનથી પ્રભુજી, વરસ દિવસ ઝાઝેરે;
ચીવર ધરી બ્રાહ્મણને આપ્યું, ખંડ ખંડ દોય ફેરે રે. હ૦ ૧૦

ઘોર પરીષહ સાડા બારે, વરસે જે જે સહિયાં;
ઘોર અભિગ્રહ જે જે ધરીયા, તે નવિ જાયે કહીયા રે. હ૦ ૧૧

શૂલપાણી ને સંગમ દેવે, ચંડકોશિ ગોશાળે;
દીધાં દુઃખને પાયસ રાંધી, પગ ઉપર ગોવાળે રે. હ૦ ૧૨

કાને ગોપે ખીલા ઠોકયા, કાઢંતા મૂકી રાટી;
જે સાંભળતાં ત્રિભુવન કંપ્યા, પર્વત શિલા ફાટી રે. હ૦ ૧૩.

તે તે દુષ્ટ સઉ ઉદ્ધરીયા, પ્રભુજી પર ઉપગારી;
અડદતણાં બાકુલડા લઇને, ચંદનબાલા તારી રે. હ૦ ૧૪

દોઅ છ માસી નવ ચઉ માસી, અઢી માસી ત્રણ માસી;
દોઢ માસી બબ્બે કીધાં, છ કીધાં બે માસી રે. હ૦ ૧૫

બાર માસ ને પક્ષ બહોંતેર, છઠ્ઠ બસેં ઓગણત્રીશ વખાણું;
બાર અઠમ ભદ્રાદિ પડિમા, દિન દોય ચાર દશ જાણું રે. હ૦ ૧૬

એમ તપ કીધો બારે વરસે, વિણ પાણી ઉલ્લાસ;
તેમાં પારણાં પ્રભુજીએ કીધાં, ત્રણશેં ઓગણપચ્ચાસ રે. હ૦ ૧૭

કર્મ ખપાવી વૈશાખ માસે, શુદિ દશમી સુજાણ;
ઉતરાજોગે શાળિવૃક્ષ તળે, પામ્યા કેવળનાણ રે. હ૦ ૧૮

ઇંદ્રભૂતિ આદે પ્રતિબોધ્યા, ગણધર પદવી દીધી;
સાધુ સાધવી શ્રાવક શ્રાવિકા, સંઘ સ્થાપના કીધી રે. હ૦ ૧૯

ચઉદ સહસ અણગાર સાધવી, સહસ છત્રીશ કહીજે;
એક લાખ ને સહસ ઓગણસાઠ, શ્રાવક શુદ્ધ લહીજે રે. હ૦ ૨૦

ત્રણ લાખ ને સહસ અઢાર વળી, શ્રાવિકા સંખ્યા જાણી;
ત્રણશેં ચઉદશ પૂરવધારી, તેરશેં ઓહીનાણી રે. હ૦ ૨૧

સાતશેં તો કેવળનાણી, લબ્ધિધારી પણ તેતા;
વિપુલમતિ પાંચશેં કહીજે, ચારશેં વાદી જેતા રે. હ૦ ૨૨

સાતશેં અંતેવાસી સિદ્ધા, સાધવી ચૌદશેં સાર;
દિન દિન દીપે તેજ સવાઇ, પ્રભુજીનો પરિવાર રે. હ૦ ૨૩

ત્રીશ વરસ ગૃહવાસે વસિયા, બાર વરસ છદ્મસ્થ;
ત્રીશ વરસ કેવળ બેંતાળીશ, વરસ તે સમણાવથ્થ રે. હ૦ ૨૪

વરસ બહોંતેર કેરૂં આયુ, વીર જિણંદનું જાણો;
દીવાળી દિન સ્વાતિ નક્ષત્રે, પ્રભુજીનું નિર્વાણ રે. હ૦ ૨૫

પંચ કલ્યાણક એમ વખાણ્યાં, પ્રભુજીનાં ઉલ્લાસે;
સંઘતણા આગ્રહે ઈમ હર્ષભર, સુરત રહી ચોમાસું રે. હ૦ ૨૬

કળશ.

એમ ચરમ જિનવર, સયલ સુખકર, થુણ્યો અતિ ઉલટ ભરે;
અષાઢ ઉજ્વલ પંચમી દિને, સંવત સત્તર તહોંતરે;
શ્રી વિમલવિજય ઉવજ્ઝાય પંકજ, ભમર સમ શુભ શિષ્ય એ;
રામવિજય જિનવીરનામે, લહિયે અધિક જગીશ એ.

## શ્રી દીવાલીનું સ્તવન.

વ્હાલાજીની વાટડી અમે જોતાં રે—એ દેશી.

જય જિનવર જગ હિતકારી રે, કરે સેવા સુર અવતારી રે;
ગૌતમ પમુહા ગણધારી, સનેહી વીરજી જયકારી રે.
એ આંકણી. ॥ ૧ ॥

અંતરંગ રિપુને ત્રાસે રે, તપ કોપાટોપે વાસે રે;
લહ્યું કેવળનાણ ઉલ્લાસે. સ૦ ॥ ૨ ॥

કટિલકે વાદ વદાય રે, પણ જિનસાથે ન ઘટાય રે;
તેણે હરિલંછન પ્રભુ પાય. સ૦ ॥ ૩ ॥

સવિ સુરવહૂ થેઇથેઇકારા રે, જલ પંકજની પરે ન્યારા રે;
તજી તૃષ્ણા ભોગ વિકારા. સ૦ ॥ ૪ ॥
પ્રભુદેશના અમૃતધારા રે, જિનધર્મવિષે રથકારા રે;
જેણે તાર્યા મેઘકુમારા. સ૦ ॥ ૫ ॥
ગૌતમને કેવલ આલી રે, વર્યા સ્વાતિએ શિવવરમાળી રે;
કરે ઉત્તમ લોક દીવાળી. સ૦ ॥ ૬ ॥
અંતરંગ અલચ્છી નિવારી રે, શુભ સજ્જનને ઉપગારી રે;
કહે **વીર** વિભુ હિતકારી. સ૦ ॥ ૭ ॥

## શ્રી વીરપ્રભુનું દીવાલીનું સ્તવન.

મારગદેશક મોક્ષનો રે, કેવળજ્ઞાન નિધાન;
ભાવદયાસાગર પ્રભુ રે, પર ઉપગારી પ્રધાનો રે.
વીર પ્રભુ સિદ્ધ થયા, સંઘ સકલ આધારો રે;
હવે ઈણ ભરતમાં, કોણ કરશે ઉપગારો રે. વી૦ ૧
નાથ વિહૂણું સૈન્ય જ્યું રે, વીર વિહૂણો રે સંઘ;
સાધે કોણ આધારથી રે, પરમાનંદ અભંગો રે. વી૦ ૨
માતા વિહૂણો બાલ જ્યું રે, અરહો પરહો અથડાય;
વીર વિહૂણા જીવડા રે, આકુલ વ્યાકુલ થાય રે. વી૦ ૩
સંશયછેદક વીરનો રે, વિરહ તો કેમ ખમાય;
જે દીઠે સુખ ઉપજે રે, તે વિણ કેમ રહેવાય રે. વી૦ ૪
નિર્યામક ભવસમુદ્રનો રે, ભવઅટવી સથ્થવાહ;
તે પરમેશ્વર વિણમળે રે, કેમ વાધે ઉત્સાહો રે. વી૦ ૫

વીરથકાં પણ શ્રુતતણો રે, હતો પરમ આધાર;
હવે ઈહાં શ્રુત આધાર છે રે, અહો જિનમુદ્રા સારો રે. વી૦ ૬

ત્રણ કાળે સવિ જીવને રે, આગમથી આણંદ;
સેવો ધ્યાવો ભવિજના રે, જિનપડિમા સુખકંદો રે. વી૦ ૭

ગણધર આચારજ મુનિ રે, સહુને ઇણી પરે સિદ્ધ;
ભવ ભવ આગમ સંગથીરે, દેવચંદ્ર પદ લીધરે. વી૦ ૮

## શ્રી મહાવીરજિન દીવાલીનું સ્તવન.

[ મ્હારે દીવાળી થઈ આજ જિન મુખ જોવાને.—એ ટેક. ]

મહાવીર સ્વામી મુગતે પોહોતા, ગૌતમ કેવલજ્ઞાન રે;
ધન અમાવાસ્યા દીવાળી મ્હારે, વીર પ્રભુ નિર્વાણ. પ્રભુમુખ
જોવાને, મ્હારે દીવાળી થઇ આજ. પ્ર૦ મ૦ ૧

ચારિત્ર પાળી નિરમળું ને, ટાળી વિષયકષાય રે;
એવા મુનિને વાંદીએ તો, ઉતારે ભવપાર. પ્ર૦ મ૦ ૨

બાકુલ વહોર્યા વીરજી ને, તારી ચંદનબાલા રે;
કેવલ લહીને મુક્તે પોહોતા, પામ્યા ભવનો પાર. પ્ર૦ મ૦ ૩

એવા મુનિને વાંદીએ, જે પંચમ જ્ઞાનને ધરતા રે;
સમવસરણ દઈ દેશના, પ્રભુ તાર્યા નર ને નાર. પ્ર૦ મ૦ ૪

ચોવીશમા જિનેશ્વરૂ ને, મુક્તિતણા દાતાર રે;
કર જોડી કવિ ઈમ ભણે પ્રભુ, ભવનો ફેરો ટાળ. પ્ર૦ મ૦ ૫

# શ્રી સીમંધરજિન સ્તવન.

રૂપૈયો તે આલું રોકડો, માહારા વાલાજી રે—એ દેશી.

મનડું તે મહારૂં મોકલે, મહારા વાલાજી રે;
શશહર[1] સાથે સંદેશ, જઇને કહેજો મહારા વાલાજી રે ॥ આં.
ભરતના ભક્તને તારવા ॥મા૦॥ એક વાર આવોને આ દેશ. જ૦ ૧
પ્રભુજી વસો પુષ્કલાવતી ॥મા૦॥ મહાવિદેહ ક્ષેત્ર મઝાર. જ૦
પુરી રાજે પુંડરિગિણી ॥મા૦॥ જિહાં પ્રભુનો અવતાર. જ૦ ૨
શ્રી સીમંધર સાહિબા ॥ મા૦ ॥ વિચરંતા વીતરાગ. જ૦
પડિબોહે બહુ પ્રાણીને ॥મા૦॥ તેહનો પામે કુણ તાગ. જ૦ ૩
મન જાણે ઉડી મળું ॥મા૦॥ પણ પોતે નહી પાંખ. જ૦
ભગવંત તુમ જોવા ભણી ॥મા૦॥ અલજો[2] ધરે છે બહુ આંખ. જ૦ ૪
દુર્ગમ મોટા ડુંગરા ॥મા૦॥ નદી નાળાનો નહી પાર. જ૦
ઘાંટીની આંટી ઘણી ॥ મા૦ ॥ અટવી પંથ અપાર. જ૦ પ
કોડી સોનૈયે કાશીદું ॥ મા૦ ॥ કરનારો નહી કોય. જ૦
કાગલીયો કેમ મોકલું ॥મા૦॥ હોંશ તો નિત્ય નવલી હોય. જ૦ ૬
લખું જે જે લેખમાં ॥મા૦॥ લાખો ગમે અભિલાષ. જ૦
તે લ્હેજામાં તમે લહો ॥મા૦॥ સમય[3] પૂરે છે સાખ. જ૦ ૭
લોકાલોક સ્વરૂપના ॥ મા૦ ॥ જગમાં તુમે છો જાણ. જ૦
જાણ આગે શું જણાવિયે ॥મા૦॥ આખર અમે અજાણ. જ૦ ૮

---

૧ ચંદ્રમા—શશ કે—મૃગ. ૨ ઇચ્છા—ચાહના. ૩ સિદ્ધાંત.

**વાચક ઉદયની** વિનતિ ॥ મા૦ ॥ શશહર કહ્યા સંદેશ. જ૦
માની લેજો માહરી ॥ મા૦ ॥ વસતાં દૂર વિદેશ. જ૦ ૯

## શ્રી સીમંધર સ્વામીનું સ્તવન.

સુણો ચંદાજી સીમંધર પરમાતમ પાસે જાજો.
મુજ વિનતડી પ્રેમ ધરીને આણીપેરે તુમે સંભળાવજો.
જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક[1] છે,
જ્ઞાન દરિસણ જેહને ક્ષાયક છે. સુણો૦ ૧
જેની કંચન વરણી કાયા છે, જસ ધોરી[2] લંછન પાયા છે,
પુંડરીગિણિ નગરીનો રાયા છે. સુણો૦ ૨
બાર પર્ષદા માંહી બીરાજે છે, જસ ચોત્રીશ અતિશય છાજે છે,
ગુણ પાંત્રીશ વાણીએ ગાજે છે. સુણો૦ ૩
ભવિજનને જે પડિબોહે છે, તુમ અધિક શિતળ ગુણ સોહે છે,
રૂપ દેખી ભવિજન મોહે છે. સુણો૦ ૪
તુમ સેવા કરવા રસીયો છું, પણ ભરતમાં દૂરે વસીયો છું,
મહા મોહરાય કર ફસીયો છું. સુણો૦ ૫
પણ સાહેબ ચિત્તમાં ધરીયો છે, તુમ આણા ખડગ કર ગ્રહીયો છે,
તે કાંઇક મુજથી ડરીયો છે. સુણો૦ ૬
જિન ઉત્તમ પુંઠ હવે પૂરો, કહે **પદ્મવિજય** થાઉં શૂરો,
તો વાધે મુજ મન અતિ નૂરો.[3] સુણો૦ ૭

---

૧ સેવક. ૨ વૃષભ. ૩ તેજ.

# શ્રી યુગમંધરજિન સ્તવન.

॥ મધુકરની દેશીમાં ॥

શ્રીયુગમંધરને કેજો, કે દધિસુત વિનતડી સુણજો રે શ્રીયુગ. એ આંકણી.
કાયા પામી અતિ કૂડી, પાંખ નહીં આવું ઉડી,
લબ્ધિ નહી કોઈ રૂડી રે ॥ શ્રીયુગ૦ ૧
તુમ સેવામાં સુર કોડી, એક ઇહાં આવે દોડી,
આશ ફલે પાતક મોડી રે ॥ શ્રીયુગ૦ ૨
દુખમ સમયે ઇણે ભરતે, અતિશય નાણી નવિ વરતે,
કહીયે કહો કોણ સાંભલતે રે ॥ શ્રીયુગ૦ ૩
શ્રવણા સુખીયા તુમ નામે, નયણા દરિસણ નવિ પામે,
એ છે ઝગડાને ઠામે રે ॥ શ્રીયુગ૦ ૪
ચાર આંગલ અંતર રહેવું, શોકડલીની પરે દુઃખ સહેવું,
પ્રભુવિના કોણ આગળ કહેવું રે ॥ શ્રીયુગ૦ ૫
મોહોટા મેળ કરી આપે, બેહુને તોલ કરી થાપે,
સજ્જન જસ જગમાં વ્યાપે રે ॥ શ્રીયુગ૦ ૬
બેહુનો એક મતો થાવે, કેવલનાણ જુગલ પાવે,
તો સઘળી વાત બની આવે રે ॥ શ્રીયુગ૦ ૭
ગજલંછન ગજગતિગામી, વિચરે વપ્રવિજય સ્વામી,
નયરી વિજયા ગુણધામી રે ॥ શ્રીયુગ૦ ૮
માત સુતારાએ જાયો, સુદૃઢ નરપતિ કુળ આયો,
પંડિત જિનવિજયે ગાયો રે ॥ શ્રીયુગ૦ ૯

# શ્રી સીમંધર જિન સ્તવન.

॥ ઇડર આંબા આંબલી રે—એ દેશી. ॥

પુખલવઈ વિજયે જયો રે, નયરી પુંડરગિણી સાર,
શ્રી સીમંધર સાહિબા રે, રાય શ્રેયાંસ કુમાર જિણંદરાય!
ધરજો ધર્મ સ્નેહ ॥ એ આંકણી ૧
મોટા નાહના અંતરો રે, ગિરૂઆ નવિ દાખંત;
શશિ દર્શન સાયર વધે રે, કૈરવ વન વિકસંત. જિ૦ ૨
ઠામ કુઠામ નવિ લેખવે રે, જગ વરસંત જલધાર;
કર દોય કુસુમે વાસીએ રે, છાયા સવિ આધાર. જિ૦ ૩
રાય ને રંક સરિખા ગણે રે, ઉદ્યોતે શશિ સૂર;
ગંગાજળ તે બિહુ તણો રે, તાપ કરે સવિ દૂર. જિ૦ ૪
સરિખા સહુને તારવા રે, તિમ તુમે છો મહારાજ;
મુજશું અંતર કિમ કરો રે, બાંહે ગ્રહ્યાની લાજ. જિ૦ ૫
મુખ દેખી ટીલું કરે રે, તે નવિ હોય પ્રમાણ;
મુજરો માને સવિતણો રે, સાહિબ તેહ સુજાણ. જિ૦ ૬
વૃષભ લંછન માતા સત્યકી રે, નંદન રૂખમણી કંત;
વાચકજસ ઇમ વિનવે રે, ભવભંજન ભગવંત, જિ૦ ૭

# શ્રી યુગમંધરજિન સ્તવન.

॥ વણરા ઢોલા એ દેશી. ॥

શ્રી યુગમંધર સાહિબા રે, તુમશું અવિહડ રંગ મનના માન્યા.
ચોલ મજીઠતણી પરે રે, તે તો અચલ અભંગ ગુણના ગેહા. ૧

ભવિજન મન ત્રાંબું કરે રે, વેધક કંચનવાન; મ૦
ફરી ત્રાંબું તે નવિ હોયે રે, તે તુમ નેહ પ્રમાણ. ગુ૦ ૨
એક ઉદક લવ જિમ ભર્યો રે, અક્ષય જલધિમાં હોય; મ૦
તિમ તુમશું ગુણ નેહલો રે, તુમ સમ જગ નહિ કોય. ગુ૦ ૩
તુમશું મુઝ મન નેહલો રે, ચંદન ગંધ સમાન; મ૦
મેળ હુવો એ મૂલગો રે, સહજ સ્વભાવ નિદાન. ગુ૦ ૪
વપ્રવિજય વિજયાપુરી રે, માત સુતારા નંદ; મ૦
ગજલંછન પ્રિય મંગલા રે, રાણી મન આણંદ. ગુ૦ ૫
સુદૃઢ રાય કુળદિનમણિ રે, જયો જયો તું જિનરાજ મ૦
વિનયવિજય વિબુધ તણો રે, શિષ્યને દિયો શિવરાજ. ગુ૦ ૬

## શ્રી સીમંધર જિન સ્તવન.

ધન ધન ખેત્ર મહાવિદેહ જી, ધન્ય પુંડરગિણી ગામ;
ધન્ય તિહાંના માનવી જી, નિત્ય ઉઠી કરે રે પ્રણામ.
સીમંધર સ્વામી ! કહિયે રે હું મહાવિદેહ આવીશ;
જયવંતા જિનવર કહિયે, રે હું તુમને વાંદીશ. ૧
ચાંદલીયા સંદેશડો જી, કહેજો સીમંધર સ્વામ;
ભરતક્ષેત્રનાં માનવી જી, નિત ઉઠી કરે રે પ્રણામ. સી૦ ૨
સમવસરણ દેવે રચ્યું તિહાં, ચોસઠ ઈંદ્ર નરેશ;
સોનાતણે સિંહાસન બેઠા, ચામર છત્ર ધરેશ. સી૦ ૩
ઈંદ્રાણી કાઢે ગહૂંલી જી, મોતીના ચોક પૂરેશ;
લળી લળી લીએ લૂંછણાં જી, જિનવર દીયે ઉપદેશ. સી૦ ૪

એહવે સમે મેં સાંભળ્યું જી, હવે કરવા પચ્ચખાણ;
પોથી ઠવણી તિહાં કણે જી, અમૃત વાણી વખાણ. સી૦ ૫
રાયને વહાલાં ઘોડલાં જી, વેપારીને વહાલા છે દામ;
અમને વહાલા સીમંધર સ્વામી, જેમ સીતાને શ્રીરામ. સી૦ ૬
નહીં માગું પ્રભુ રાજ ઋદ્ધિ જી, નહીં માગું ગરથ ભંડાર;
હું માગું પ્રભુ એટલું જી, તુમ પાસે અવતાર સી૦ ૭
દેવે ન દીધી પાંખડી જી, કેમ કરી આવું હજૂર;
મુજરો મ્હારો માનજો જી, પ્રહ ઉગમતે સૂર. સી૦ ૮
સમયસુંદરની વિનતિજી, માનજો વારંવાર;
બે કર જોડી વિનવું જી, વિનતડી અવધાર. સી૦ ૯

## શ્રી શત્રુંજય સ્તવન,

શ્રીરે સિદ્ધાચલ ભેટવા, મુજ મન અધિક ઉમાહો;
ઋષભ જિણંદ જુહારીને, લીજે ભવ તણો લાહો. શ્રી૦ ૧
મણિમય મૂરતિ શ્રી ઋષભની, નિપાઈ અભિરામ;
ભુવન કરાવ્યું કનકમય, રાખ્યું ભરતે નામ. શ્રી૦ ૨
ઈણ ગિરિ ઋષભ સમોસર્યા, પૂર્વ નવાણું વાર;
રામ પાંડવ મુગતે ગયા, પામ્યા ભવનો પાર શ્રી૦ ૩
નેમવિના ત્રેવીશ પ્રભુ, આવ્યા સિદ્ધક્ષેત્ર જાણી;
શેત્રુંજા સમું તીરથ નહીં, બોલ્યા સીમંધર વાણી. શ્રી૦ ૪
પૂરવ પુણ્ય પસાયથી, પુંડરગિરિ પાયો;
કાંતિવિજય હરખે કરી, શ્રી સિદ્ધાચલ ગાયો. શ્રી૦ ૫

## ૨ શ્રી સિદ્ધાચળનું સ્તવન.

મારૂં મન મોહ્યું રે શ્રી સિદ્ધાચલે રે, દેખીને હરખિત થાય;
વિધિશું કીજે રે જાત્રા એહની રે, ભવ ભવનાં દુઃખ જાય. મા૦ ૧
પંચમે આરે રે પાવન કારણે રે, એહ સમું તીર્થ ન કોય;
મ્હોટો મહિમા રે મહિયલ એહનો રે, આ ભરતે ઇહાં જોય. મા૦ ૨
ઈણે ગિરિ આવ્યા રે જિનવર ગણધરા રે, સિધ્યા સાધુ અનંત;
કઠિન કર્મ પણ એ ગિરિ ફરસતાં રે, હોવે કર્મની શાંત. મા૦ ૩
જૈન ધરમ તે સાચો જાણીને રે, માનવ તીર્થ એ સ્થંભ;
સુર નર કિન્નર નૃપ વિદ્યાધરા રે, કરતા નાટારંભ. મા૦ ૪
ધન ધન દહાડો રે ધન વેળા ઘડી રે, ધરીએ હૃદય મોઝાર;
**જ્ઞાનવિમલસૂરિ** ગુણ એહના ઘણા રે, કહેતાં નાવે રે પાર. મા૦ ૫

## ૩ શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

દેશી—લાલનની.

સિદ્ધગિરિ ધ્યાવો ભવિકા, સિદ્ધગિરિ ધ્યાવો,
ઘેર બેઠાં પણ બહુફળ પાવો ભવિકા બહુફળ પાવો—એ આંકણી.
નંદીશ્વર જાત્રાએ જે ફળ હોવે, તેથી બમણેરૂં ફળ કુંડળ—
ગિરિ હોવે. ॥ ભ૦ કું૦ ॥ ૧ ॥
તિગણું રૂચકગિરિ ચોગણું ગજદંતા, તેથી બમણેરૂં ફળ
જંબૂ માહંતા. ॥ ભ૦ જં૦ ॥

ગણું ધાતકી ચૈત્ય જૂહારે, છત્રીશગણેરૂં ફળ પુખ્ખલ-
વિહારે. ॥ ભ૦ પુ૦ ॥ ૨ ॥
તેથી તેરસગણું ફળ મેરૂ ચૈત્ય જૂહારે, સહસગણેરૂં ફળ
સંમેતશિખરે. ॥ ભ૦ સ૦ ॥
લાખ ગણેરૂં ફળ અંજનગિરિ જૂહારે, દશ લાખગણેરૂં
ફળ અષ્ટાપદ ગિરનારે. ॥ ભ૦ અ૦ ॥ ૩ ॥
ક્રોડગણેરૂં ફળ શ્રી સિદ્ધાચલ ભેટે, જેમ રે અનાદિનાં દુરિત
ઉમેટે. ॥ ભ૦ દુ૦ ॥ ૩ ॥
ભાવ અનંતે અનંત ફળ પાવે, જ્ઞાનવિમલસૂરિ ઇમ ગુણ
ગાવે ॥ ભ૦ ઇ૦ ॥ ૪ ॥

## ૪ શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

જાત્રા નવાણું કરીએ વિમલગિરિ જાત્રા નવાણું કરિયે,
કોડિ સહસ ભવ પાતક ત્રુટે, શેત્રુંજા સામું ડગ ભરિયે. વિ૦
પૂરવ નવાણું વાર શેત્રુંજાગિરિ, ઋષભ જિણંદ સમોસરિયે.
॥ વિ૦ જા૦ ॥
પુંડરીક પદ જપીએ મન હરખે, અધ્યવસાય શુભ ધરિયે. વિ૦
સાત છઠ્ઠ દોય અઠ્ઠમ તપસ્યા, કરી ચઢિયે ગિરિવરિયે. વિ૦ જા.
પડિક્કમણા દોય વિધિશું કરીએ, પાપ પડલ પરિહરિયે. વિ૦
સચિત્ત પારહારી ને એકલઆહારી, ગુરૂ સાથે પદ ચરિયે. વિ૦ જા.
કલિકાળે એ તીરથ મ્હોટું, પ્રવહણ જેમ ભરદરિયે. વિ૦ જા.
ઉત્તમ એ ગિરિવર સેવંતા, પદ્મ કહે ભવ તરિયે. ॥ વિ૦ જા૦ ॥

## ૫ શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

સિદ્ધાચળ ગિરિ ભેટ્યારે ધન્ય ભાગ્ય હમારા;
એ ગિરિવરનો મહિમા મોટો, કહેતાં ન આવે પારા;
રાયણ ઋષભ સમોસર્યા સ્વામી, પૂરવ નવાણું વારારે.–ધન્ય૦ ૧
મૂળનાયક શ્રી આદિજિનેશ્વર, ચૌમુખ પ્રતિમા ચારા;
અષ્ટ દ્રવ્યશું પૂજો ભાવે, સમકિત મૂળ આધારા રે.—ધન્ય૦ ૨
ભાવ ભગતિશું પ્રભુ ગુણ ગાતાં, અપના જન્મ સુધારા;
જાત્રા કરી ભવિજન શુભ ભાવે, નરક તિર્યંચ ગતિ વારારે.–ધન્ય૦ ૩
દૂર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા;
પતિત ઉદ્ધારણ બિરૂદ તુમારો, એ તીરથ જગ સારારે.–ધન્ય૦ ૪
અઢારસે ત્યાશી માસ અષાડા, વદ આઠમ ભોમવારા;
પ્રભુકે ચરણપ્રતાપસે સંઘમાં, ખીમારતન પ્રભુ પ્યારારે.–ધન્ય૦ ૫

## ૬ શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

સાંભળજો તમે અદ્ભુત વાતો—એ દેશી.

બાપલડારે પાતિકડાં તુમે, શું કરશો હવે રહીને;
શ્રી સિદ્ધાચલ નયણે જોતાં, દૂર જાઓ તમે વહીને રે–બા૦ ૧
કાળ અનાદિ તણી તુમ સાથે, પ્રીત કરી નિરવહીને;
આજ થકી પ્રભુ ચરણે રહેવું, એમ શિખવીયું મનને રે.–બા૦ ૨
દુષમ સમયે ઇણે ભરતે, મુક્તિ નહીં સંઘયણને;
પણ તુમ ભક્તિ મુક્તિને ખેંચે, ચમક ઉપલ જેમ લોહને રે.–બા૦ ૩

શુદ્ધ સુવાસન ચૂરણ આપ્યું, મિથ્યા પંક શોધનને;
તેહથી આતમ થયો મુજ નિર્મલ, આનંદ તુજ ભજનને રે.—બા૦ ૪
અખય નિધાન તુજ સમકિત પામી, કુણ વંછે ચળ ધનને;
શાંત સુધારસ નયણ કચોળે, સીંચો સેવક તનને રે.—બા૦ ૫
બાહ્ય અભ્યંતર શત્રુકેરો, ભય નહીં મુજ મનને;
સેવક સુખીઓ સુજસ વિલાસી, એ મહિમા સવિ તુજને રે—બા૦ ૬
નામ મંત્ર તુમારો સાધ્યો, એ થયો જગ મોહનને;
તુજ મુખ મુદ્રા નિરખી હરખું, ચાતક જેમ જલધરને રે.—બા૦ ૭
તુજ વિણ અવર દેવ ન ધ્યાવું, ફરી ફરી આ મનને;
**જ્ઞાનવિમલ** કહે ભવજલ તારો, સેવક બાંહ્ય ગ્રહીને રે.—બા૦ ૮

## ૭ શ્રી રાયણનું સ્તવન.

નિલુડી રાયણ તરૂતળે, સુણસુંદરી;
પિલુડા પ્રભુજીના પાય રે, ગુણમંજરી.
ઉજવલ ધ્યાને ધ્યાઇએ, સુણસુંદરી;
એહિજ મુક્તિ ઉપાય રે, ગુણમંજરી.
શિતળ છાયાએ બેસીએ, સુણસુંદરી;
રાતડો કરી મનરંગ રે, ગુણમંજરી.
પૂજીએ સોવન ફૂલડે, સુણસુંદરી;
જેમ હોય પાવન અંગ રે, ગુણમંજરી.
ખીર ઝરે જેહ ઉપરે, સુણસુંદરી;
નેહ ધરીને એહ રે, ગુણમંજરી.

ત્રીજે ભવે તે શિવ લહે, સુણસુંદરી;
થાયે નિર્મળ દેહ રે, ગુણમંજરી.
પ્રીત ધરી અદક્ષિણા, સુણસુંદરી;
દીએ એહને જે સાર રે, ગુણમંજરી.
અભંગ પ્રીતિ હોય તેહને, સુણસુંદરી;
ભવ ભવ તુમ આધાર રે, ગુણમંજરી.
કુસુમ ફળ પત્ર મંજરી, સુણસુંદરી;
શાખા થડ ને મૂળ રે, ગુણમંજરી.
દેવતણા વાસાય છે, સુણસુંદરી;
તીરથને અનુકૂળ રે, ગુણમંજરી.
તીરથ ધ્યાન ધરો મુદા, સુણસુંદરી;
સેવો એહની છાંય રે, ગુણમંજરી.
**જ્ઞાનવિમળ** ગુણ ભાખીયો, સુણસુંદરી;
શેત્રુંજા માહાત્મ્ય માંહિ રે, ગુણમંજરી.

## ૮ શ્રી પુંડરીકસ્વામીનું સ્તવન.

એક દિન પુંડરીક ગણધરૂરે લાલ,
પૂછે શ્રી આદિ જિણંદ સુખકારીરે;
કહીએ તે ભવજળ ઉતરીરે લાલ,
પામીશ પરમાનંદ ભવ વારીરે. એક દિન૦ ૧.

કહે જિન ઈણ ગિરિ પામશો રે લાલ,
જ્ઞાન અને નિર્વાણ જયકારીરે;

તીરથ મહિમા વાધશે રે લાલ,
અધિક અધિક મંડાણ નિરધારીરે. એક દિન૦ ૨.

ઇમ નિસુણીને ઇહાં આવીયારે લાલ,
ઘાતી કર્મ કર્યાં દૂર તમ વારીરે;
પંચ ક્રોડ મુનિ પરિવર્યારે લાલ,
હુઆ સિધ્ધિ હજુર ભવ વારીરે. એક દિન૦ ૩.

ચૈત્રી પુનમ દિન કીજીએરે લાલ,
પૂજા વિવિધ પ્રકાર દિલ ધારીરે;
ફૂળ પ્રદક્ષિણા કાઉસ્સગ્ગારે લાલ,
લોગસ્સ થુઇ નમુક્કાર નરનારીરે. એક દિન૦ ૪.

દશ વીશ ત્રીશ ચાલીશ ભલારે લાલ,
પચાશ પુષ્પની માળ અતિ સારીરે;
નરભવ લાહો લીજીએરે લાલ,
જેમ હોય જ્ઞાન વિશાળ મનોહારીરે. એક દિન૦ ૫.

## શ્રી પર્યુષણનું સ્તવન.

આંખડીએ મેં આજ, શેત્રુંજો દીઠો રે—એ દેશી.

સુણજો સાજન સંત, પજોસણ આવ્યાં રે;
તુમે પુન્ય કરો પુન્યવંત, ભવિક મન ભાવ્યાં રે.—એ આંકણી.
વીર જિનેશ્વર અતિ અલવેસર, વાલા મારા પરમેશ્વર એમ બોલેરે;
પર્વમાંહે પજોસણ મોટા, અવર નહિ તસ તોલે રે.—પજો૦ ૧.

ચૌપગમાંહે જેમ કેશરી મોટો, વા૦ ખગમાં ગરૂડ તે કહીએરે;
નદીમાંહે જેમ ગંગા મોટી, નગમાં મેરૂ લહીએ રે.—પજો૦ ૨.
ભૂપતિમાં ભરતેસર ભાખ્યો, વા૦ દેવમાંહે સુર ઇંદ્ર રે;
સકલ તીરથમાંહે શેત્રુંજો દાખ્યો, ગ્રહગણમાં જેમ ચંદ્ર રે.-પજો૦ ૩.
દશરા દીવાળી ને વળી હોળી, વા૦ અખાત્રીજ દિવાસોરે;
બળેવ પ્રમુખ બહુલાં છે બીજા, પણ એ નહી મુક્તિનો વાસોરે.—પ૦
તે માટે તુમે અમર પળાવો, વા૦ અઠ્ઠાઈ મહોત્સવ કીજે રે;
અઠ્ઠમ તપ અધિકાઇ કરીને, નરભવ લાહો લીજે રે.—પજો૦ ૫.
ઢોલ દદામા ભેરી નફેરી, વા૦ કલ્પસૂત્ર જગાવો રે;
ઝાંઝરનો ઝમકાર કરીને, ગોરીની ટોળી મળી આવો રે.—પજો૦ ૬.
સોના રૂપાને ફુલડે વધાવો, વા૦ કલ્પસૂત્રને પૂજો રે;
નવ વખાણ વિધિશું સાંભળતાં, પાપ મેવાસી ધ્રૂજો રે.—પજો૦ ૭.
એમ અઠ્ઠાઇનો ઓચ્છવ કરતાં, વા૦ બહુ જન જગ ઉધ્ધરિયા રે;
વિબુધ વિનીત વર સેવક એહથી, નવ નિધિ ઋધ્ધિ સિધ્ધિ.
વરિયા રે.—પજો૦ ૮.

## જ્ઞાનનું સ્તવન.

જીરેજી—એ દેશી.

જીરે માહરે શ્રીજિનવર ભગવાન, અરિહંત નિજ નિજ જ્ઞાનથી;જી૦
જી૦ સંયમ સમય જાણંત, તવ લોકાંતિક માનથી. જીરેજી૦ ૧.
જી૦ તીર્થ વર્તાવો નાથ, ઇમ કહી પ્રણમે તે સુરા; જીરેજી૦
જી૦ ષટ્ અતિશયવંત દાન, લેઇને હરખે સુરનરા. જીરેજી૦ ૨

જી૦ ઇણ વિધ સવિ અરિહંત, સર્વ વિરતિ જબ ઉચ્ચરે; જીરેજી૦
જી૦ મનપર્યવ તવ નાણ, નિર્મલ આતમ અનુસરે. જીરેજી૦ ૩
જી૦ જેહને વિપુલમતિ તેહ, અપ્રતિપાતીપણે ઉપજે; જીરેજી૦
જી૦ અપ્રમાદી ઋધ્ધિવંત, ગુણઠાણે ગુણ નીપજે. જીરેજી૦ ૪
જી૦ એક લક્ષ પીસ્તાલીશ હજાર, પાંચસે એકાણું જાણીએ; જીરેજી૦
જી૦ મન નાણી મુનિરાજ, ચોવીશ જિનના વખાણીએ જીરેજી૦ ૫
જી૦ હું વંદુ ધરી નેહ, સવિ સંશય હરે મનતણા; જીરેજી૦
જી૦ વિજયલક્ષ્મી શુભ ભાવ, અનુભવ જ્ઞાનના ગુણ ઘણા. જીરેજી૦ ૬

---

# સ્તુતિઓ.

---

## શ્રી પર્યુષણની થોય.

સત્તર ભેદી જિન પૂજા રચીને, સ્નાત્ર મહોત્સવ કીજેજી,
ઢોલ દદામા ભેરી નફેરી, ઝલ્લરીનાદ સુણીજેજી;
વીરજિન આગે ભાવના ભાવી, માનવ ભવફળ લીજેજી,
પર્વ પજુસણ પૂરવ પુણ્યે, આવ્યા એમ જાણીજેજી. ૧

માસ પાસ વલી દસમ દુવાલસ, ચત્તારી અઠ્ઠ કીજેજી,
ઉપર વળી દસ દોય કરીને, જિન ચોવીશે પૂજીજેજી;
વડા કલ્પનો છઠ્ઠ કરીને, વીર વખાણ સુણીજેજી,
પડવેને દિન જન્મ મહોત્સવ, ધવળ મંગળ વરતીજેજી. ૨

આઠ દિવસ લગે અમર પળાવી, અઠ્ઠમનો તપ કીજેજી,
નાગકેતુની પરે કેવલ લહીએ, જો શુભ ભાવે રહીએજી;
તેલાધર દિન ત્રણ કલ્યાણક, ગણધર વાદ વદીજેજી,
પાસ નેમિસર અંતર ત્રીજે, ઋષભ ચરિત્ર સુણીજેજી. ૩
બારસાસૂત્ર ને સમાચારી, સંવત્સરી પડિક્કમીએજી,
ચૈત્યપ્રવાડી વિધિશું કીજે, સકલ જંતુને ખામીજેજી;
પારણાને દિન સ્વામીવત્સલ, કીજે અધિક વડાઇજી,
**માનવિજય** કહે સકલ મનોરથ, પૂરે દેવી સિધ્ધાઇજી. ૪

## ૨ શ્રી પર્યુષણપર્વની થોય.

શ્રી શત્રુંજય તીરથ સાર—એ રાગ

જિન આગમ ચૌ પરવી ગાઇ, ત્રણ ચોમાસા ચાર અઠાઇ, પજુસણપર્વ સવાઇ. એ શુભ દિનને આવ્યા જાણી, ઉઠો આળસ છંડી પ્રાણી, ધર્મની નીક મંડાણી. પોસહ પડિક્કમણા કરો ભાઈ, માસખમણ પાસ ખમણ અઠ્ઠાઇ, કલ્પ અઠમ સુખદાઇ. દાન દયા દેવ પૂજા સૂરિની, વાચના સુણીએ કલ્પસુતરની, આજ્ઞા વીર જિનવરની. ॥ ૧ ॥

સાંભળી વીરનું ચરિત્ર વિશાલ, ચઉદ સ્વપ્ને જન્મ્યા ઉજમાળ, જન્મ મહોચ્છવ રસાળ. આમલક્રીડાએ સુરને હરાવ્યો, દીક્ષા લઇ કેવળ ઉપજાવ્યો, અવિચળ ઠામસેં ભાવ્યો. પાસ નેમિ સંબંધ સાંભળીએ, ચોવીશ જિનનાં અંતર સુણીએ, આદિ ચરિત્ર સાંભળીએ. ॥ ૨ ॥

વાજીંત્ર નાદ સુણીજે. પ્રભાવના શ્રીફલની કીજે, યાચક જનને દાન જ દીજે; જીવ અમારી કરીજે. મનુષ્યજન્મ ફળ લાહો લીજે, ચોથ છઠ્ઠ અઠ્ઠમ તપ કીજે; સ્વામીવત્સલ કીજે. એમ અઠ્ઠાઈ ઓચ્છવ કીજે, કલ્પસૂત્ર ઘેર પધરાવીજે; આદિનાથ પૂજીજે. ॥ ૧ ॥ વડા કલ્પ દિન ધુર મંડાણ, દશ કલ્પ આચાર પરિમાણ; નાગકેતુ વખાણ. પછી કરીએ સૂત્ર મંડાણ, નમુથ્થુણં હોય પ્રથમ વખાણ; મેઘકુમાર અહિઠાણ. દશ અચ્છેરાનો અધિકાર, ઈંદ્ર આદેશે ગર્ભ પરિહાર; દેખે સુપન ઉદાર. ચોથે સ્વપ્ને બીજું સાર, સ્વપ્નપાઠક આવ્યા દરબાર; એમ ત્રીજું જયકાર ॥ ૨ ॥ ચોથે વીર જન્મ વખાણ, દિશિ કુમરી સવી ઇન્દ્રની જાણ; દીક્ષા પંચ વખાણ. પારણા પરીસહ તપ ને દાન, ગણધરવાદ ચોમાસું પરિમાણ; તવ પામ્યા નિરવાણ. એ છઠ્ઠે વખાણે કહિએ, તેલાધર દિવસે એમ લહીએ; વીરચરિત્ર એમ સુણીએ. પાસ નેમિજિન અંતર સાથ, આઠમે ઋષભ થિર અવદાત, સુણતા દીએ શિવ સાત. ॥ ૩ ॥ સંવચ્છરી દિન સહુ નરનારી, બારસે સૂત્ર ને સામાચારી; નિસુણે અઠ્ઠમ ઉદારી, સુણીએ ગુરૂ પટાવલિ સારી, ચૈત્યપ્રવાડી અતિ મનોહારી; ભાવે દેવ જુહારી. સાહમી ખમતખામણા કીજે, સમતા રસમાંહે ઝીલીજે; દાન સંવચ્છરી દીજે. શ્રી ચક્કેશ્વરી સાનિધ્ય કીજે, **જ્ઞાનવિમલ** એમ ગણીજે; સુજસ મહોદય લીજે. ॥ ૪ ॥

---

## શ્રી ઋષભદેવ સ્તુતિ.

શાર્દૂલવિક્રીડિત છંદ.

ભવ્યાંભોજવિબોધનૈકતરણે, વિસ્તારિકર્માવલી,
રંભાસામજ નાભિનંદન મહા—નષ્ટાપદાભાસુરૈઃ
ભક્ત્યા વંદિતપાદપદ્મવિદુષાં, સંપાદય પ્રોજ્જિઝતા,
રંભાસામજ નાભિનંદન મહા—નષ્ટાપદાભાસુરૈઃ ૧
તે વઃ પાન્તુ જિનોત્તમાઃ ક્ષતરૂજો, નાચિક્ષિપુર્યન્મનો,
દારાવિભ્રમરોચિતાઃ સુમનસો, મંદારવા રાજિતાઃ
યત્પાદૌ ચ સુરોજ્જિઝતાઃ સુરભયાં—ચક્રુઃ પતંત્યોમ્બરા—
દારા વિભ્રમરોચિતાઃ સુમનસો, મંદારવારાજીતાઃ ૨
શાન્તિ વસ્તનુતાન્મિથોનુગમના—ધન્નૈગમાદ્યૈર્નયૈ,
રક્ષો ભંજન હેતુ લાંછિતમદો—દીર્ણાંગજાલં કૃતં;
તત્પૂજ્યૈર્જગતાં જિનૈઃ પ્રવચનં, દૃપ્યત્કુવાદ્યાવલી,
રક્ષોભંજનહેતુલાંછિતમદો, દીર્ણાંગજાલંકૃતં. ૩
શીતાંશુત્વિષિ યત્ર નિત્યમદધદ્ ગંધાઢ્યધૂલીકણા—
નાલી કેસરલાલસા સમુદિતા—શુભ્રામરીભાસિતા;
પાયાદ્વઃ શ્રુતદેવતા નિદધતી, તત્રાબ્જકાંતી ક્રમૌ,
નાલીકે સરલાલસા સમુદિતા, શુભ્રામરીભાસિતા. ૪

## શ્રી અભિનંદન સ્તુતિ.

ત્વમશુભાન્યભિંદન નંદિતા—સુરવધૂનયનઃ પરમોદરઃ
સ્મરકરીંદ્ર વિદારણ કેસરિન્ !, સુરવધુનય નઃ પરમોદરઃ: ૧

જિનવરાઃ પ્રયતધ્વમિતામયા મમતમો હરણાય મહારિણઃ
પ્રદધતો ભુવિ વિશ્વજનીનતા, મમતમોહરણા ચમહારિણઃ ૨.
અસુમતાં મૃતિજાત્યહિતાય યો જિનવરાગમ નોભવમાયતં,
પ્રલઘુતાં નય નિર્મથિતોધ્ધતા, જિનવરાગમનો ભવમાયતં. ૩.
વિશિખશંખજુષા ધનુપાસ્તસત્સુરભિયા તતનુન્ન મહારિણા;
પરિગતાં વિશદાભિહ રોહિણી, સુરભિયા તતનુન્નમ હારિણા. ૪.

## બીજની સ્તુતિ.

દિન સકળ મનોહર બીજ દિવસ સુવિશેષ,
રાય રાણા પ્રણમે ચંદ્રતણી જીહાં રેખ;
તિહાં ચંદ્ર વિમાને શાશ્વતા જિનવર જેહ,
હું બીજતણે દિન પ્રણમું આણી નેહ. ॥ ૧ ॥
અભિનંદન ચંદન શિતળ શિતળનાથ,
અરનાથ સુમતિજિન વાસુપૂજ્ય શિવસાથ;
ઈત્યાદિક જિનવર જન્મ જ્ઞાન નિર્વાણ,
હું બીજતણે દિન પ્રણમું તે સુવિહાણ. ॥ ૨ ॥
પ્રકાશ્યો બીજે દુવિધ ધર્મ ભગવંત,
જેમ વિમલ કમળ હોય વિપુલ નયન વિકસંત;
આગમ અતિ અનુપમ જીહાં નિશ્ચે વ્યવહાર,
બીજે સવિ કીજે પાતિકનો પરિહાર. ॥ ૩ ॥
ગજગામિની કામિની કમળ સુકોમળ ચીર,
ચક્રેસરી કેસરી સરસ સુગંધ શરીર;

કરજોડી બીજે હું પ્રણમું તસ પાય,
એમ **લબ્ધિવિજય** કહે પૂરો મનોરથ માય. ॥ ૪ ॥

## પંચમીની સ્તુતિ.

શ્રાવણ શુદિ દિન પંચમીએ, જન્મ્યા નેમ જિણંદતો,
શ્યામ વરણ તનુ શોભતુ એ, મુખ શારદકો ચંદતો;
સહસ વરસ પ્રભુ આઉખુંએ, બ્રહ્મચારી ભગવંતતો,
અષ્ટકર્મ હેલે હણીએ, પહોંચ્યા મુક્તિ મહંતતો. ॥ ૧ ॥

અષ્ટાપદ આદિજિન એ, પહોંચ્યા મુક્તિ મોઝારતો,
વાસુપૂજ્ય ચંપાપુરીએ, નેમ મુક્તિ ગીરનારતો,
પાવાપુરી નગરીમાં વલીએ, શ્રી વીરતણું નિર્વાણતો,
સમેતશિખર વીશ સિધ્ધ હુઆએ, શિર વહું તેહની આણતો. ॥૨॥

નેમનાથ જ્ઞાની હુઆએ, ભાખે સાર વચનતો,
જીવદયા ગુણ વેલડીએ, કીજે તાસ જતનતો;
મૃષા ન બોલો માનવી એ, ચોરી ચિત્ત નિવારતો,
અનંત તીર્થંકર એમ કહેએ, પરહરીએ પરનારતો. ॥ ૩ ॥

ગોમેદ નામે જક્ષ ભલોએ, દેવી શ્રી અંબિકા નામતો,
શાસન સાન્નિધ્ય જે કરેએ, કરે વળી ધર્મનાં કામતો;
તપગચ્છ નાયક ગુણનીલોએ, શ્રી વિજયસેન સૂરિરાયતો,
**ઋષભદાસ** પાય સેવતાંએ, સફળ કરો અવતારતો. ॥ ૪ ॥

---

## શ્રી અષ્ટમીની સ્તુતિ.

મંગળ આઠ કરી જસ આગળ ભાવ ધરી સૂરરાજજી,
આઠ જાતિના કળશ ભરીને નવરાવે જિનરાજજી;
વીર જિનેશ્વર જન્મ મહોત્સવ કરતાં શિવસુખ સાધેજી,
આઠમનો તપ કરતાં અમ ઘેર મંગલકમળા વાધેજી. ૧

અષ્ટ કરમ વયરી ગજ ગંજન અષ્ટાપદ પરે બલીયાજી,
આઠમે આઠ સ્વરૂપ વિચારી મદ આઠે તસ ગલીયાજી;
અષ્ટમી ગતિ પહોંતા જે જિનવર ફરસ આઠ નહી અંગજી,
આઠમનું તપ કરતાં અમ ઘેર નિત્ય નિત્ય વાધે રંગજી. ૨

પ્રાતિહારજ આઠ બિરાજે સમવસરણ જિનરાજજી,
આઠમે આઠસો આગમ ભાખી ભવિ મન સંશય ભાંજેજી;
આઠે જે પ્રવચનની માતા પાળે નિરતિચારોજી,
આઠમને દિન અષ્ટપ્રકારી જીવદયા ચિત્ત ધારોજી. ૩

અષ્ટપ્રકારી પૂજા કરીને માનવ ભવ ફળ લીજેજી,
સિદ્ધાઇ દેવી જિનવર સેવી અષ્ટમહા સિદ્ધિ દીજેજી;
આઠમનું તપ કરતાં લીજે નિર્મળ કેવળ નાણજી,
ધીરવિમળ કવી સેવક નય કહે તપથી કોડી કલ્યાણજી. ૪

## એકાદશીની સ્તુતિ.

એકાદશી અતિ રૂઅડી ગોવિંદ પૂછે નેમ,
કોણ કારણે એ પર્વ મ્હોટું કહોને મુજશું તેમ;

જિનવર કલ્યાણક અતિ ઘણા, એકસો ને પચાસ,
તેણે કારણ એ પર્વ મ્હોટું, કરો મૌન ઉપવાસ. ॥ ૧ ॥

અગ્યાર શ્રાવકતણી પ્રતિમા, કહી તે જિનવરદેવ,
એકાદશી એમ અધિક સેવો, વનગજા જીમ રેવ;
ચોવીશ જિનવર સયલ સુખકર, જેસા સુરતરૂ ચંગ,
જેમ ગંગ નિર્મલ નીર જેહવો, કરો જિનશું રંગ. ॥ ૨ ॥

અગ્યાર અંગ લખાવીએ, અગ્યાર પાઠાં સાર,
અગ્યાર કવલી વીંટણા, ઠવણી પુંજણી સાર;
ચાબખી ચંગી વિવિધ રંગી, શાસ્ત્રતણે અનુસાર,
એકાદશી એમ ઉજવો, જેમ પામીએ ભવપાર. ॥ ૩ ॥

વરકમલનયણી કમળવયણી, કમલ સુકોમલ કાય,
ભુજદંડ ચંડ અખંડ જેહને, સમરતાં સુખ થાય;
એકાદશી એમ મન વસી, **ગણિ હર્ષ પંડિત શિષ્ય,**
શાસનદેવી વિઘ્ન નિવારો, સંઘતણાં નિશદિશ. ॥ ૪ ॥

## શ્રી શાંતિજિનની સ્તુતિ.

શાંતિ સુહંકર સાહિબો સંજમ અવધારે,
સુમિત્રને ઘરે પારણું ભવપાર ઉતારે;
વિચરંતા અવનીતળે તપ ઉગ્ર વિહારે,
જ્ઞાન ધ્યાન એક તાનથી તિર્યંચને તારે. ૧

પાસ વીર વાસુપૂજ્યજી નેમ મલ્લિકુમારી,
રાજ્યવિહુણા એ થયા આપે વ્રતધારી;
શાંતિનાથ પ્રમુખા સવિ લહી રાજ્ય નિવારી,
મલ્લિ નેમ પરણ્યા નહી બીજા ઘરબારી. ૨.
કનક કમલ પગલાં ઠવે જગ શાંતિ કરીજે,
રયણ સિંહાસન બેસીને ભલી દેશના દીજે;
જોગાવંચક પ્રાણીયા ફળ લેતાં રીઝે,
પુષ્કરાવર્તના મેઘમાં મગસેલ ન ભીજે. ૩.
કોઠ વદન સૂકરારૂઢો શ્યામ રૂપે ચાર,
હસ્ત બીજોરૂં કમળ છે દક્ષિણ કર સાર;
જક્ષ ગરૂડ વામ પાણીએ નકુલાક્ષ વખાણે;
નિર્વાણીની વાત તો **કવિ વીર** તે જાણે. ૪.

## શ્રી પાર્શ્વનાથની સ્તુતિ.

પાસ જિણંદા વામાનંદા જબ ગરભે ફળી,
સુપના દેખે અર્થ વિશેષે કહે મઘવા મળી;
જિનવર જાયા સુરહુલરાયા હુઆ રમણી પ્રિયે,
નેમિરાજી ચિત્ત વિરાજી વિલોકિત વ્રત લીયે. ॥ ૧ ॥
વીર એકાકી ચાર હજારે દીક્ષા ધુરજિનપતિ,
પાર્શ્વ ને મલ્લિ ત્રયશત સાથે બીજા સહસે વ્રતી;
ષટશત સાથે સંયમ ધરતા વાસુપૂજ્ય જગધણી,
અનુપમ લીલા જ્ઞાન રસીલા દેજો મુજને ઘણી. ॥ ૨ ॥

જિનમુખ દીઠી વાણી મીઠી સુરતરૂ વેલડી,
દ્રાક્ષ વિહાસે ગઇ વનવાસે પીલે રસ શેલડી;
સાકર સેતી તરણાં લેતી મુખે પશુ ચાવતી,
અમૃત મીઠું સ્વર્ગે દીઠું સુરવધૂ ગાવતી. ॥ ૩ ॥

ગજમુખ દક્ષો વામન જક્ષો મસ્તકે ફણાવલી,
ચાર તે બાંહી કચ્છપવાહી કાયા જસ શામળી;
ચોકર પ્રૌઢા નાગારૂઢા દેવી પદ્મમાવતી,
સોવન કાંતિ પ્રભુ ગુણગાતી **વીર** ઘરે આવતી. ॥ ૪ ॥

## શ્રી વાસુપૂજ્ય સ્તુતિ

સ્રગ્ધરા છંદ

પૂજ્ય શ્રી વાસુપૂજ્યાવૃજિન જિનપતે નૂતનાદિત્યકાંતે-
ઽમાયાસંસારવાસાવન વર તરસાલી નવાલાનબાહો !
આનમ્રા ત્રાયતાં શ્રીપ્રભવભવભયાદ્ બિભ્રતી ભક્તિભાજા-
માયાસં સારવાઽસાવનવરતરસાલીનવાલાનબાહો ! ૧

પૂતો યત્પાદપાંશુ: શિરસિ સુરતતેરાચરચ્ચૂર્ણશોભાં,
યા તાપત્રાઽસમાનાપ્રતિમદમવતીહારતા રાજયંતી;
કીર્ત્તે: કાંત્યા તતિ: સા પ્રવિકિરતુતરાં જૈનરાજી રજસ્તે,
યાતાપત્રાસમાનાઽપ્રતિમદમવતી હારતારા જયંતી. ૨

નિત્યં હેતૂપપત્તિપ્રતિહતકુમતપ્રોદ્ધતધ્વાંતબંધા-
ઽપાપાયાસાદ્યમાનામદન તવસુધાસારહૃદ્યા હિતાનિ;

વાણીનિર્વાણમાર્ગપ્રણયિપરિગતા તીર્થનાથ ક્રિયાન્મે-
પાપાયાડસાદ્ય માનામદનત વસુધાસાર હૃદ્યાહિતાનિ.

રક્ષઃક્ષુદ્રગ્રહાદિપ્રતિહતિ શમની વાહિતશ્વેતભાસ્વ-
ત્સન્નાલીકા સદાપ્તા પરિકરસુદિતા સા ક્ષમાલા ભવંતં;
શુભ્રા શ્રીશાંતિદેવિ જગતિ જનયતાત્કુંડિકા ભાતિ યસ્યાઃ
સન્નાલીકા સદાપ્તા પરિકરસુદિતા સા ક્ષમાલાભવંતં.

## શ્રી શાંતિનાથ સ્તુતિ.

શાર્દુલવિક્રીડિત.

રાજંત્યા નવપદ્મરાગરૂચિરૈઃ પાદૈર્જિતાષ્ટાપદા-
દ્રેકોપ દ્રુતજાતરૂપવિભયા તન્વાર્ય ધીર ક્ષમાં;
બિભ્રત્યામરસેવ્યયા જિનપતે શ્રીશાંતિનાથાસ્મરો-
દ્રેકોપદ્રુત જાતરૂપ વિભયાતન્વાર્યધી રક્ષ મામ્.

તે જીયાસુરવિદ્વિષો જિનવૃષા માલાં દધાના રજો-
રાજ્યા મેદુરપારિજાતસુમનઃસંતાનકાન્તાં ચિતાઃ
કીર્ત્યા કુંદસમત્વિષેષદપિ યે ન પ્રાપ્તલોકત્રયી,
રાજ્યા મેદુરપારિજાતસુમનઃ સંતાનકાંતાંચિતાઃ

જૈનેંદ્રં મતમાતનોતુ સતતં સમ્યગ્દૃશાં સદ્‌ગુણા,
લીલાભં ગમહારિ ભિન્નમદનં તાપાપહૃદ્યામરં;
દુર્નિર્ભેદનિરંતરાંતરતમોનિર્નાશિ પર્યુલ્લસ-
લ્લીલાભંગમહારિભિન્નમદનન્તાપાપહૃદ્યામરં.

દંડચ્છત્રકમંડલૂનિ કલયન્ સ બ્રહ્મશાંતિઃ ક્રિયાત્,
સંત્યજ્યાનિ શમી ક્ષણેન શમિનો મુક્તાક્ષમાલીહિતં;
તસ્માષ્ટાપદપિંડપિંગલરૂચિર્યોડધારયન્મૂઢતાં
સંત્યજ્યાનિશમીક્ષણેન શમિનો મુક્તાક્ષમાલીહિતમ્ ૪

# વીરસ્તુતિ.

મનોહરમૂર્તિ મહાવીરતણી, જેણે સોળ પહોર દેશના પભણી;
નવ મલ્લિ નવ લચ્છી નૃપતિ સુણી, કહી શિવ પામ્યા ત્રિભુવન ધણી. ૧
શિવ પહોતા ઋષભ ચઉદશ ભક્તે, બાવીશ લહ્યા શિવ માસથી તે;
છઠ્ઠે શિવ પામ્યા વીર વળી, કાર્તિક વદી અમાવાસ્યા નિરમલી. ૨
આગામી ભાવિ ભાવ કહ્યા, દીવાળી કલ્પે જેહ લહ્યા;
પુણ્ય પાપ ફલ અજઝયણે કહ્યા, સવિ તહત્તિ કરીને સદ્દહ્યા. ૩
સવિ દેવ મળી ઉદ્યોત કરે, પરભાતે ગૌતમ જ્ઞાન વરે;
**જ્ઞાન વિમલ** સદ્ગુણ વિસ્તરે, જિન શાસનમાં જયકાર કરે. ૪

# શ્રી સિદ્ધાચળજીની થોયો.

શ્રી શત્રુંજય તીરથ સાર, ગિરિવરમાં જેમ મેરૂ ઉદાર,
ઠાકોર રામા અપાર; મંત્રમાંહી નવકારજ જાણું,
તારામાં જેમ ચંદ્ર વખાણું, જલધર જળમાં જાણું;
પંખીમાં જેમ ઉત્તમ હંસ, કુળમાંહી જેમ રિખવનો વંશ,
નાભિતણો એ અંશ; ક્ષમાવંતમાં શ્રી અરિહંત,
તપશૂરા મહા મુનિમાહંત, શેત્રુંજે ગયા ગુણવંત.

૨

પુંડરિકગિરી મહિમા આગમમાં પ્રસિદ્ધ,
વિમલાચળ ભેટી લહીએ અવિચળ રિદ્ધ;
પંચમગતિ પહોચ્યા મુનિવર કોડાકોડ,
એણે તીરથ આવી કર્મ વિપાતક છોડ. ૧

## સિદ્ધચક્ર સ્તુતિ

અરિહંત નમો વળી સિદ્ધ નમો, આચારજ વાચક સાહુ નમો;
દર્શન જ્ઞાન ચારિત્ર નમો, તપ એ સિદ્ધચક્ર સદા પ્રણમો. ૧
અરિહંત અનંત થયા થાશે, વળી ભાવ નીક્ષેપે ગુણ ગાશે;
પડિક્કમણા દેવવંદન વિધિશું, આંબિલ તપ ગણણુ ગણો વિધિશું. ૨
છરી પાળી જે તપ કરશે, શ્રીપાલતણી પેરે ભવ તરશે;
સિદ્ધચક્રને કુણ આવે તોલે, એહવા જિન આગમ ગુણ બોલે. ૩
સાડાચારે વરસે એ તપ પૂરો, એ કર્મવિદારણ તપ શૂરો;
સિદ્ધચક્રને મનમંદિર થાપો, **નયવિમલેસર** વર આપો. ૪

## શ્રી ઋષભદેવની સ્તુતિ

આદિ જિનવર રાયા, જાસ સોવન કાયા,
મરૂદેવી માયા, ધોરી લંછન પાયા;
જગતસ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા,
કેવલશ્રી રાયા, મોક્ષનગરે સિધાયા. ૧

---

# ભાવનામાં ગવાતી પૂજાઓ.

૧

મુજરો માનીને લીજેરે ગોડીરાજ;
અરજ સુણીને મારો મુજરો માનીને લીજે. ૧.
કૃપારે કાજ સેવકનાં કીજે;
દિલભર દરીશન દીજેરે. ગોડીરાજ. ૨.
તું અવિનાશી અંતર વસીયો;
દુજો દિલ ન પતીજેરે. ગોડીરાજ. ૩.
ગુણનિધિ ગોડીરાજ દિલમાં ધરતાં;
સફલ મનોરથ સીજેરે. ગોડીરાજ. ૪.
રૂપ વિબુધનો **મોહન** પભણે;
પ્રહ ઉઠીને પ્રણમીજેરે. ગોડીરાજ. ૫.

૨

વાળો વાળો તમે રથડો વાળો;
તમે જીવદયાપ્રતિપાળો રે. વાળો૦ ૧
તમે જાન સજીને આવ્યા;
સાથે કૃષ્ણ મોરારીને લાવ્યા રે. વાળો૦ ૨
તમે પશુઓનો સુણીને પોકાર;
તમે ચાલ્યા ગયા ગિરનાર રે. વાળો૦ ૩
તમે વાર્ષિક દાનજ દેતા,
તમે અવસરે સંયમ લેતા રે. વાળો૦ ૪

તમે ત્યાગી છે રાજુલ નારી;
તમે શિવરમણી કરી પ્યારી રે. વાળો૦ ૫
કહે **ગોપાળચંદ** કર જોડી;
તમે દરશન દ્યો દાડી દાડી રે. વાળો૦ ૬

## શ્રી સમવસરણનું સ્તવન

બલિહારી જાઉં વારી, મહાવીર તોરા, સમવરણકી બલિહારી,
ત્રણ ગંઢ ઉપર તખત બિરાજે, બેઠી છે પરખદા બારી. મહા૦
જોજન વાણી સહુકો સાંભળે, તાર્યાં છે નર ને નારી. મહા૦
**આનંદઘન**પ્રભુ એણી પેરે બોલે, આવાગમન નિવારી. મહા૦

## શ્રી તપપદની પૂજા

દોહા.

દ્રઢ પ્રહારી હત્યા કરી, કીધા કર્મ અઘોર;
તો પણ તપના પ્રભાવથી, કાઢ્યા કર્મ કઠોર.

**ઢાળ.**

પુરૂષોત્તમ સમતા છે તાહરા ઘટમાં–એ દેશી.

તપ કરીએ સમતા રાખી ઘટમાં. તપ૦
તપ કરવાલ કરાલ લે કરમાં, અડીએ કર્મ અરિભટમાં. તપ૦ ૧
ખાવત પીવત મોક્ષ જે માને, તે શિરદાર બહુ જટમાં. ત૦ ૨
એક અચરિજ પ્રતિ શ્રોતે તરતાં, આવે ભવસાયર તટમાં. ત૦ ૩

કાળ અનાદિકો કર્મ સંગતિથેં, જીઉ પડીઓ જ્યું ખટપટમાં. ત૦ ૪
તાસ વિયોગ કરણ એ કરણું, જેણે નવિ ભમીએ ભવતટમાં. ત૦ ૫
હોયે પુરાણા તે કર્મ નિર્જરે, એ સમ નહિ સાધન ઘટમાં. ત૦ ૬
ધ્યાન તપે સવિ કર્મ જલાઈ, શિવવધૂ વરીએ ઝટપટમાં. ત૦ ૭

## ગીત.

વિઘ્ન ટળે તપ ગુણ થકી, તપથી જાય વિકાર;
પરશંસ્યો તપ ગુણ થકી, વીરે ધન્નો અણગાર.

## ઢાળ.

સચ્ચા સાંઇ હો ડંકા જોર બજાયા હો—એ દેશી.

તપસ્યા કરતાં કરતાં હો ડંકા જોર બજાયા હો—એ આંકણી,
ઉજમણાં તપ કેરાં કરતાં, શાસન સોહ ચઢાયા હો;
વીર્ય ઉલ્લાસ વધે તેણે કારણ, કર્મ નિર્જરા પાયા. તપ૦ ૧
અડસિદ્ધિ અણિમા લઘિમાદિક, તિમ લદ્ધિ અડવીસા હો;
વિષ્ણુકુમારાદિક પરે જગમાં, પામત જયંત જગીશા. તપ૦ ૨
ગૌતમ અષ્ટાપદ ગિરિ ચડીઆ, તાપસ આહાર કરાયા હો;
જે તપ કર્મ નિકાચિત તપવે, ક્ષમા સહિત મુનિરાયા. તપ૦ ૩
સાડાબાર વર્ષ જિન ઉત્તમ, વીરજી ભૂમિ ન ઠાયા હો;
ઘોર તપે કેવળ લહ્યા તેહના, પદ્મવિજય નમે પાયા. તપ૦ ૪

## શ્રી તપપદ પૂજા.

કર્મ તપાવે ચીકણાં, ભાવ મંગળ તપ જાણ,
પચાસ લબ્ધિ ઉપજે, જયજય તપ ગુણ ખાણ. ૧
તપ પદને પૂજીજે હો પ્રાણી ! તપ પદને પૂજીજે એ આંકણી.

### ઢાળ.

અલગી રહેને, રહેને, અલગી રહેને—એ દેશી.

સર્વ મંગળમાં પહેલું મંગળ, કર્મ નિકાચિત ટાળે,
ક્ષમા સહિત જે આહાર નિરીહતા, આતમ ઋદ્ધિ નિહાળે
હો પ્રાણી ! તપ૦ ૧

તે ભવ મુક્તિ જાણે જિનવર, ત્રણ ચઉ જ્ઞાને નિયમા;
તોએ તપ આચરણા ન મૂકે, અનંત ગુણો તપ મહિમા
હો પ્રાણી ! તપ૦ ૨

પીઠ અને મહાપીઠ મુનીશ્વર, પૂરવભવ મલ્લિજિનનો;
સાધવી લખમણા તપ નવિ ફળિયો, દંભ ગયો નહિ મનનો
હો પ્રાણી ! તપ૦ ૩

અગ્યાર લાખ ને એંશી હજારા, [1]પાંચશે પાંચ દિન ઊણા;
નંદન રૂષિએ માસખમણ કરી, કીધાં કામ સંપુન્ના—
હો પ્રાણી ! તપ૦ ૪

---

૧ છસો પચાસ પાંચ ઊણા.

તપ તપિયા ગુણરત્નસંવત્સર, ખંધક ક્ષમાના દરિયા;
ચૌદ હજાર સાધુમાં અધિકા, ધન્ના તપ ગુણ ભરિયા
હો પ્રાણી ! તપ૦ ૫

ષટ્ ભેદ બાહેર તપના પ્રકાશ્યા, અભ્યંતર ષટ્ ભેદ;
બાર ભેદે તપ તપતાં નિર્મળ, સફળ અનેક ઉમેદ
હો પ્રાણી ! તપ૦ ૬

કનકકેતુ એહ પદને આરાધી, સાધી આતમ કાજ;
તીર્થંકર પદ અનુભવ ઉત્તમ, સૌભાગ્ય લક્ષ્મી મહારાજ
હો પ્રાણી ! તપ૦ ૭

**ચોસઠ પ્રકારી પૂજામાંથી સાતાવેદની કર્મની પૂજા.**

ઉત્તરાધ્યયને સ્થિતિ લઘુ, અંતરમુહૂર્ત કહાય;
પન્નવણામાં બાર તે, શાતા બંધ સંપરાય.
શાતાવેદની બંધનું, ઠાણ પ્રભુ પુર ધૂપ;
મિચ્છત દુર્ગંધ દૂર ટળે, પ્રગટે આત્મ સ્વરૂપ. ૨

## જીરણ શેઠની ભાવના.

ચઉમાસી પારણું આવે, કરી વિનતિ નિજ ઘર જાવે,
પ્રિયા પુત્રને વાત જણાવે, પટકુલ જરી પથરાવે રે;
મહાવીર પ્રભુ ઘર આવે, જીરણ શેઠજી ભાવના ભાવે રે. મહા૦ ૧

ઉભી શેરીએ જળ છંટકાવે, જાઈ કેતકી ફુલ બિછાવે;
નિજ ઘર તોરણ બંધાવે, મેવા મીઠાઈ થાલ ભરાવે રે. મહા૦ ૨

અરિહાને દાન જ દીજે, દેતાં દેખી જે રીઝે,
ષટ્માસી રોગ હરીજે, સીઝે દાયક ભવ ત્રીજે રે. મહા૦ ૩
તે જિનવર સન્મુખ જાવું, મુજ મંદિરિયે પધરાવું;
પારણું ભલી ભાતે કરાવું, જુગતે જિનપૂજા રચાવું રે. મહા૦ ૪
પછી પ્રભુને વોળાવા જઈશું, કર જોડીને સન્મુખ રહીશું;
નમી વંદી પાવન થઇશું, વિરતિ અતિ રંગે વહીશું રે. મહા૦ ૫
દયા દાન ક્ષમા દિલ ધરશું, ઉપદેશ સજ્જનને કરશું;
સત્ય જ્ઞાન દિશા અનુસરશું, અનુકંપા લક્ષણ વરશું રે. મહા૦ ૬
ઇમ જીરણશેઠ વદંતા, પરિણામની ધારે ચઢંતા;
શ્રાવકની સીમે ઠરંતા, દેવદુંદુભિનાદ સુણંતા રે. મહા૦ ૭
કરી આયુ પૂરણ શુભ ભાવે, સુર લોક અચ્યુતે જાવે;
શાતાવેદની સુખ પાવે, શુભવીર વચન રસ ગાવે રે. મહા૦ ૮

**શ્રી ચોસઠ પ્રકારી પૂજામાંથી સાતાવેદની કર્મની પૂજા.**

## શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

વીર કુંવરની વાતડી કેને કહીએ, હાંરે કેને કહીએરે કેને કહીયે;
નવિ મંદિર બેસી રહીએ, હાંરે સુકુમાળ શરીર. વીર૦ ૧
બાલપણાથી લાડકો નૃપ ભાવ્યો, મળી ચોસઠ ઇંદ્રે મલ્હાવ્યો;
ઈંદ્રાણી મળી હુલરાવ્યો, ગયો રમવા કાજ. વીર૦ ૨
છોરૂ ઉછાંછળાં લોકનાં કેમ રહીએ, એની માવડીને શું કહીએ;
કહીએ તો અદેખાં થઇએ, નાશી આવ્યાં બાળ. વીર૦ ૩

આમલકી ક્રીડામિષે વીંટાણો, મોટો ભોરીંગ રોષે ભરાણો;
વીરે હાથે ઝાલીને તાણ્યો, કાઢી નાખ્યો દૂર. વીર૦ ૪
રૂપ પિશાચનું દેવતા કરી ચલિયો, મુજ પુત્રને લેઈ ઉછળીયો;
વીર મુષ્ટિ પ્રહારે વળીઓ, સાંભળીએ એમ. વીર૦ ૫
ત્રિશલા માતા મોજમાં એમ કહેતાં, સખીઓને ઓળંભા દેતાં;
ક્ષણ ક્ષણ પ્રભુ નામ જ લેતાં, તેડાવે બાળ. વીર૦ ૬
વાટ જોવંતા વીરજી ઘેર આવ્યા, માતા ત્રિશલાએ નવરાવ્યા;
ખોળે બેસારી હુલરાવ્યા, આલિંગન દેત. વીર૦ ૭
યૌવનવય પ્રભુ પામતાં પરણાવે, પછી સંજમશું દિલ લાવે;
ઉપસર્ગની ફોજ હઠાવે, લીધું કેવળનાણ. વીર૦ ૮
કર્મસૂદન તપ ભાખીયું જિનરાજે, ત્રણ લોકની ઠકુરાઇ છાજે;
ફલપૂજા કરી શિવ કાજે, ભવિને ઉપગાર. વીર૦ ૯
શાતા અશાતા વેદની ક્ષય કીધું, આપે અક્ષય પદ લીધું;
**શુભવીર**નું કારજ સિધું, ભાંગે સાદિઅનંત. વીર૦ ૧૦

### બાર વ્રતની પુજામાંથી પહેલા વ્રતની પુજા

## ( શ્રી મહાવીરસ્વામીનું સ્તવન. )

વાલ્હે અમૃત પાઇને ઉછેર્યો, વાલ્હોજી એ અમને રે–એ દેશી.

આવો આવો જસોદાના કંત, અમ ઘેર આવો રે,
ભક્તિ વત્સલ ભગવંત, નાથ શેં નાવો રે;
એમ ચંદનબાળાને બોલડે, પ્રભુ આવી રે,
મુઠી બાકુળા માટે પાછા, વળીને બોલાવી રે. આ૦ ૧

સંકેત કરીને સ્વામી, ગયા તમે વનમાં રે,
થઇ કેવળી કેવળી કીધ, ધરી જો મનમાં રે;
અમે કેશરકેરા કીચ, કરીને પૂજું રે,
તોએ પહેલે વ્રત અતિચાર, થકી હું ધ્રુજું રે. આ૦ ૨

જીવહિંસાના પચ્ચખાણ, ચૂલથી કરીએ રે,
દુવિહં તિવિહેણં પાઠ, સદા અનુસરીએ રે;
વાશી ખોળો વિદળ નિશિભક્ષ, હિંસા ટાળું રે,
સવાવિશ્વા કેરી જીવ દયા, નિત્ય પાળું રે. આ૦ ૩

દશ ચંદરવા દશ ઠામ, બાંધીને રહીએ રે,
જીવ જાયે એહવી વાત, કેને નવિ કહીએ રે;
વધ બંધન ને છવિચ્છેદ, ભાર ન ભરીએ રે,
ભાતપાણીનો વિચ્છેદ, પશુને ન કરીએ રે. આ૦ ૪

લૌકિકદેવગુરૂમિથ્યાત્વ ત્રાશી ભેદે રે,
તુજ આગમ સુણતા, આજ હોય વિચ્છેદે રે;
ચોમાસે પણ બહુ કાજ, જયણા પાળું રે,
પગલે પગલે મહારાજ, વ્રત અજવાળું રે. આ૦ ૫

એક શ્વાસમાંહી સો વાર, સમરૂં તમને રે,
ચંદનબાળા જ્યું સાર, આપો અમને રે;
માછી હરીબળ ફળદાય, એ વ્રત પાળી રે,
**શુભવીર** ચરણ સુપસાય, નિત્ય દીવાળી રે. અ૦ ૬

---

## શ્રી વીશ સ્થાનકની પૂજામાંથી

# જ્ઞાન પદની પૂજા.

દુહા.

અધ્યાતમ જ્ઞાને કરી,વિઘટે ભવ ભ્રમ ભીતિ;
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ. ૧

વિમલાચલ વેગે વધાવો–એ દેશી.

જ્ઞાનપદ ભજીએ રે જગત સુહંકરૂ, પાંચ એકાવન ભેદે રે;
સમ્યગ્ જ્ઞાન જે જિનવર ભાષિયું, જડતા જનની ઉચ્છેદે રે
જ્ઞાન૦ ૧

ભક્ષાભક્ષ વિવેચન પરગડો, ક્ષીરનીર જેમ હંસો રે;
ભાગ અનંતમોરે અક્ષરનો સદા, અપ્રતિપાતિ પ્રકાશ્યો રે.
જ્ઞાન૦ ૨

મનથી ન જાણે રે કુંભકરણ વિધિ, તેહથી કુંભ કેમ થાશે રે;
જ્ઞાન દયાથી રે પ્રથમ છે નિયમા, સદસદ્ ભાવ વિકાસે રે.
જ્ઞાન૦ ૩

કંચન નાણું રે લોચનવંત લહે, અંધોઅંધ પલાય રે;
એકાંતવાદી રે તત્ત્વ પામે નહીં, સ્યાદ્વાદ રસ સમુદાય રે.
જ્ઞાન૦ ૪

જ્ઞાનભર્યા ભરતાદિક ભવ તર્યા, જ્ઞાન સકળ ગુણ મૂળ રે;
જ્ઞાની જ્ઞાનતણી પરિણતિ થકી, પામે ભવજલ કુલ રે.
જ્ઞાન૦ ૫

અલ્પાગમ જઈ ઉગ્ર વિહાર કરે, વિચરે ઉદ્યમવંત રે;
ઉપદેશમાળામાં કિરિયા તેહની, કાયકલેશ તસ હુંત રે,
જ્ઞાન૦ ૬

જયંત ભૂપો રે જ્ઞાન આરાધતો, તીર્થંકર પદ પામે રે;
રવિ શશિ મેહ પરે જ્ઞાન અનંતગુણી, **સૌભાગ્ય લક્ષ્મી**
હિત કામે રે. જ્ઞાન૦ ૭

## શ્રી પાર્શ્વપ્રભુની સ્તુતિ.

ઉપશમ રસ વર્ષે રે પાર્શ્વ તુમ નયનમાં,
હૃદયકમલમાં દયા અનંત ઉભરાય જો;
વદનકમલપર પ્રસન્નતા પ્રસરી રહી,
ચરણકમલમાં ભક્તિરસ રેલાય જો. ઉપશમ૦ ૧

કરકમલમાં કૃપારસ પૂરણ વહે,
શિર પર મૂક્યા ઉપજે લબ્ધિ અનંત જો;
ચાર જ્ઞાન ચઉદશ પૂર્વી પ્રભુ ગણધરો,
એહ કૃપાથી પામ્યા પૂર્ણાનંદ જો. ઉપશમ૦ ૨

અનંત ચતુષ્ટય મંડિત મુદ્રા તાહરી,
ભવ્યજીવોને હિતકારી ભગવાન્ જો;

સમકિત પામી સ્વામી આપ ચરણતણું,
હૃદયકમલમાં ધરતા નિર્મળ ધ્યાન જો. ઉપશમ૦ ૩
મહામંત્ર પ્રભુ નાગ નાગણી કર્ણમાં,
સદ્ય સંભળાવી પુનિત ગતિ પહોંચાય જો;
ધરણેન્દ્ર પદ્માવતી બોધિ પામિયા,
સ્વાંતે સેવ્યા સ્વાત્મશક્તિ સધાય જો. ઉપશમ૦ ૪
એ શક્તિથી ઉપાદાન બળ બહુ વધે,
અહોનિશ અંતર પ્રેમીજનનાં સિંચાય જો;
ભાવ અપૂરવ આત્મપ્રદેશે ઉલ્લસે,
જનવન જલધિ અલ્પભવે ઉતરાય જો. ઉપશમ૦ ૫
અત્યંત મંદ કષાય વિશુદ્ધ પરિણામથી,
ચિત્ત પ્રસન્નતા લબ્ધિ ઉપજે અતુલ જો;
અચિંત્ય શક્તિ ચૈતન્ય જ્યોતિ જળહળે,
સદૈવ વર્તે શુદ્ધ મંગળ મંજુલ જો. ઉપશમ૦ ૬

---

સ્વરૂપ ભૂલી ભ્રાન્તિથી ભવમાં ભમું,
માર્ગ વિના મન આકુળ વ્યાકુળ થાય જો;
વિષ હલાહલ વિષયોમાં વિભ્રમપણે,
જ્ઞાનચેતના મોહભાવે મૂર્ચ્છાય જો. સ્વરૂપ૦ ૧
ઉપયોગ ભૂમિ પાવન કરવા પધારજો,
આ પામર પર કરુણા લાવી કૃપાળ જો;

આશ્વાસન આપી પ્રભુ અમને ઉગારજો,
ચરણકમલ શરણાગતના પ્રતિપાળ જો. સ્વરૂપ૦ ૨
પ્રસન્ન ચિત્તે આપ ચરણને પ્રેમથી,
સેવે સુરાસુર નરનારીના વૃંદ જો;
યોગી હૃદયમાં તુજ ગુણ શુદ્ધ સ્વરૂપનું,
નિર્મળ ધરતા નિશ્ચળ ધ્યાન જિણંદ જો. સ્વરૂપ૦ ૩
શુદ્ધ સ્ફટિકસમ શરીર સુંદર શોભતું,
અદ્ભુત કાંતિ રૂપ અનુપ ગુણધામ જો;
નિર્વિકારી મુદ્રા પૂર્ણ વીતરાગતા,
સૂચન કરતી સુખ અનંત અભિરામ જો. સ્વરૂપ૦ ૪
શાન્ત સુધારસ ધારા વર્ષિત દૃષ્ટિમાં,
છવાઇ રહી છે શીતલતા સુ અનંત જો;
તે દૃષ્ટિ અમ આતમ ઉપર આપજો,
શરીર વ્યાપક સર્વ પ્રદેશ પર્યંત જો. સ્વરૂપ૦ ૫
નિર્મળ ભેદ વિજ્ઞાન જ્યોતિ જ્યાં જળહળે,
આત્મ દેહ ત્યાં અત્યંત ભિન્ન જણાય જો;
સ્વરૂપ રમણ સુખ આનંદ ઉર્મિ ઉછળે,
સ્વભાવ ગ્રહણ પરભાવ ત્યાગ ત્યાં થાય જો. સ્વરૂપ૦ ૬
અક્ષય મંગલ મંડિત કૃણી પ્રભુ પાર્શ્વના,
ચરણકમલમાં કેલિ કરતા બાલ જો;
ભ્રાન્તિ ભાંગી નિજ સ્વરૂપ સમજાવિયું,
સત્ય રુચિ પ્રગટાવી કર્યા નિહાલ જો. સ્વરૂપ૦ ૭

## શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

( કાનુડા તારી કામણ કરનારી—એ રાગ )

મહાવીરજી તારી પાવન કરનારી, મનમાં આંખલડી લાગી;
મીઠી વળી સેવક મન વશ કરનારી, મનમાં આંખલડી લાગી.

ભવભય હરનારી તુમ સુણવા, વાણી સુખકારી;
હું ચાહું, હું ચાહું, જિનવર થઈને હુશીયારી. મનમાં૦

દરશન તુમ કરવા નરનારી, આવે શુભ ધારી;
તું દાતા, તું દાતા, શિવસુખ થઇને શિવચારી. મનમાં૦

અઘહર ઉપકારી પ્રભુ તુમ છો, આતમ હિતકારી;
હું માગું, હું માગું, સુખકર વલ્લભ ભવપારી. મનમાં૦

## શ્રી શાંતિનાથ જિન સ્તવન.

( રાગ-કલ્યાણ. )

ૐ શ્રી શાંતિનાથ સમરીએ,
વિશ્વસેન નૃપ અચિરા નંદન, નમન પૂજન સેવન કરીએ. ૐશ્રી૦૧
પારંગતનું શરણ ? લીને, માનવ દેહ સફળ કરીએ. ૐશ્રી૦૨
શાંતિ વિધાયક નામ રટનથી, પરમ શાંતિ પદ ઝટ વરીએ. ૐશ્રી૦૩
ભક્ત વત્સલ ભવ સંતતિ છેદક, યાનપાત્રસમ ભવ તરીએ. ૐશ્રી૦૪
નાહં ન તુ મમ મંત્ર જપીને, પુનિત પ્રભુ પગલે ચરીએ. ૐશ્રી૦૫
દુર્લભ જિનગુણ અંગી કરીને, જઇ વસીએ શિવમંદિરીએ. ૐશ્રી૦૬

# શ્રી શાંતિનાથ જિન સ્તવન.

( કસુંબી, કસુંબી, કસુંબી, કસુંબી રંગ હો ગયે-એ રાગ )

શાંતિજી, શાંતિજી, શાંતિજી, શાંતિજી પ્રભુ મિલ ગયે, (૨)
સફળ હુઓ અવતાર, આજે શાંતિજી પ્રભુ મિલ ગયે.
એક તો મેં દરિશન, મેં દરિશન, મેં દરિશનકું આયો (૨)
મુખ દેખી દુઃખ હુવો દૂર, આજે શાંતિજી પ્રભુ મિલ ગયે. શાં૦ ૧
એક તો મન મોહ્યું, મન મોહ્યું, મન મોહ્યું તારા રૂપને, (૨)
છૂટ્યો કુટુંબ સંસાર, આજે શાંતિજી પ્રભુ મિલ ગયે. શાં૦ ૨
એક તો મેં પાપી, મેં પાપી, મેં પાપી પાપ ધોયું, (૨)
પ્રભુ ગુણસરોવરમાં નાહી, આજે શાંતિજી પ્રભુ મિલ ગયે. શાં૦ ૩
એક તો તું ત્રાતા, તું ત્રાતા, તું ત્રાતા તું ભ્રાતા, (૨)
તુજ સમ અવર ન કોય, આજે શાંતિજી પ્રભુ મિલ ગયે. શાં૦ ૪
એક તો ગુણ ગાયા, ગુણ ગાયા, ગુણ ગાયા મહાવીર મંડળે, (૨)
આણંદે પ્રાણ આધાર, આજે શાંતિજી પ્રભુ મિલ ગયે. શાં૦ ૫

# સામાન્ય જિનપદ.

( મેરે મૌલા બુલા લો મદીને મુઝે એ—રાગ. )

મેરી અરજી ઉપર પ્રભુ ધ્યાન ધરો,
મેરે દીલકે યે દર્દ તમામ હરો.

શેરઃ—

કભી આધિ કભી વ્યાધિ, કભી ઉપાધિ આતી હૈ;
સેવા જિનરાજકી સાચી, તીનોંકી જર ઉડાતી હૈ.

મેરી લાખ ચોરાશીકી પીડ હરો. મેરી૦ ૧

શેરઃ—

જ્ઞાન ચાહું ધ્યાન ચાહું, મસ્ત આતમભાવમેં;
જૈસે બને ઐસે કરો, હો દિલ નિજ સ્વભાવમેં.
મેરા નુર મુઝે બક્ષીસ કરો. મેરી૦ ૨

શેરઃ—

તુંહી ત્રાતા, તુંહી ભ્રાતા, તુંહી રક્ષણકાર હૈ;
તુંહી બ્રહ્મા, તુંહી વિષ્ણુ, તુંહી તારણહાર હૈ.
મેરી ડુબત નૈયા કો પાર કરો. મેરી૦ ૩

શેરઃ—

પૂરવ ફીરા, પશ્ચિમ ફીરા, દક્ષિણ ફીરા, ઉત્તર ફીરા,
દેખા નહિ ઠરણાર એસા, ચમકતા આતમ હીરા.
મેરા જ્યોતિસેં જ્યોતિ મીલન કરો. મેરી૦ ૪

શેરઃ—

તું જુદા નહિ, મેં જુદા નહિ, ઓર કોઈ જુદા નહિં;
પર્દા ઉઠે જો કર્મકા, તો ભરમ સબ ભાગે સહી.
પ્રભુ વોહી કરમપટ દૂર કરો. મેરી૦ ૫

શેરઃ—

આતમ-કમળ મેં હૈ ભરી, ખૂબ ખૂબીયોં જિનરાજજી;
લબ્ધિ-વિકાસી નાથ મેરે, સારો સઘરે કાજજી.
મેરે જ્ઞાન ખજાનેકો પૂર ભરો. મેરી૦ ૬

## સામાન્ય જિનપદ.

( નેમવાલે પ્રાણપ્યારે એ—રાગ. )

મન લાગ્યું મારૂં લાગ્યું, પ્રભુ તારા ધ્યાનમાં;
પ્રભુ તારા ધ્યાનમાં, એક તારા તાનમાં. મન૦ ૧.

ખાન ન સૂઝે, પાન ન સૂઝે તારા ધ્યાનમાં;
માન અને અપમાન ન સૂઝે, તારા તાનમાં. મન૦ ૨.

તું પ્રભુ ત્રાતા છે સુખ દાતા તારી વાસના;
સુરવર નરવર મુનિજન ગુણીજન તારા ગાનમાં. મન૦ ૩.

સ્તવન પૂજન તુમ કરીએ, સ્વામી પૂરો કામના,
શિવસુખ આપો ભવદુઃખ કાપો, રહીએ ધ્યાનમાં. મન૦ ૪.

## શ્રી અજિતનાથ જિનસ્તવન.

( ધન ધન વો જગમેં નર નાર—રાગ. )

આજે આંગી બની નવરંગી, ચાલો જિનમંદિર જઇએ,
દરિશન કરશું પાવન થઇશું, લઇશું જિનવર નામ;
અજિત જિનેશ્વર મુખડું જોતાં, સફળ થશે સૌ કામ. આજે૦ ૧

માયા મદ મમતા મુકીને, સેવીશું જિનરાજ;
દુસ્તર ભવસાગર તરવાને, પ્રભુસ્મરણ રૂપ ઝાઝ આજે૦ ૨

મ્હેલ બગીચા સરવે તારા, દાસ દામ ને ધામ;
અંત સમય સૌ અળગા રહેશે, કો નવ આવે કામ. આજે૦ ૩.

જૈન ધર્મ સાચો જાણીને, કર સંગત સુખધામ;
સાધી લે જંજાળી જીવડા, નહિ અવર વિશ્રામ. આજે૦ ૪

## શ્રી ધર્મનાથજિન સ્તવન.

( રાગ—જ્યારે આવે નવીન જુવાની )

જ્યારે ધ્યાવે ધ્યાન જિણંદનું, દુનિયા અથિર જણાય;
આતમ ધ્યાને ચિત્ત સુહાવે, અંતર સુખ સમજાય.
જ્યાં ધર્મયૌવન ઉભરાય, ત્યાં કર્મ કઠિન દૂર થાય;
સરસ એ તરવાનો ઉપાય. જ્યારે૦ ૧
કાવી તીરથ સુખદાય, શ્રી ધર્મનાથ જિનરાય;
કરે જે દર્શન શિવપુર જાય. જ્યારે૦ ૨
**આત્મ-લબ્ધિ** પ્રગટાય, ચિત્ત કમળ પરે વિકસાય;
હૃદય ત્યાં હર્ષ થકી ઉભરાય. જ્યારે૦ ૩

## શ્રી શાંતિજિન સ્તવન.

( રાગ—ઝટ જાવો ચંદન હાર લાવો )

ભવિ ભાવે દહેરાસર આવો, જિણંદવર જય બોલો;
પછી પૂજન કરી શુભ ભાવે, હૃદયપટ ખોલોને. (અંચલી)

સાખી—

શિવસુખ જિનથી માગજો, માગી ભવનો અંત;
લાખ ચોરાશી વારવા, ક્યારે થઈશું અમે પ્રભુ સંત.
ભવિ એમ બોલોને. ભવિ૦ ૧

સાખી—

મોંઘી માનવ જીંદગી, મોંઘો પ્રભુનો જાપ;
જપી ચિત્તથી દૂર કરો, તમે કોટી જનમના પાપ.
હૃદયપટ ખોલોને. ભવિ૦ ૨

સાખી—

તું છે મારો સાહિબો, ને હું છું તારો દાસ;
દીનાનાથ મુજ પાળીને, પ્રભુ આપોને શિવપુર વાસ.
હૃદયપટ ખોલોને. ભવિ૦ ૩

સાખી—

છાણી ગામનો રાજીયો, નામે શાંતિ જિણંદ;
આત્મકમલમાં ધ્યાવતાં, શુદ્ધ મળે લબ્ધિનો વૃંદ.
હૃદયપટ ખોલોને. ભવિ૦ ૪

## શ્રી મહાવીર જિન સ્તવન.

( રાગ—પૂછે મને તો હું કહું.... )

મૂર્તિ દીઠી મહાવીરની, શિરતાજ હો તો આવી હો;
આંખો રહી જોવા અહીં, સુખકાર હો તો આવી હો.
મૂર્તિ૦ (૧)
છે આંખડી સમતા ભરી, ભવી વૃંદને શાતા કરી;
કર્મોને એ કાપી રહી, તલવાર હો તો આવી હો.
મૂર્તિ૦ ( ૨ )

સુધાભર્યું જીવન ધરે, જડ રાગના વિષો હરે;
ગુણ પ્રેમીની તૃષા હરે, શુભ કાંતિ હો તો આવી હો.
સૂર્તિ૦ (૩)
દિલવર હમને જીવાડી, અમર એ કરશે સહી;
**આત્મ-કમલ-લબ્ધિ** તણી, પ્રેસાળ હો તો આવી હો.
સૂર્તિ૦ (૪)

## શ્રી મહાવીર પ્રભુ સ્તવન.

( રાગ-શર ફીરોશીકી તમન્ના )

અહા કેવું ભાગ્ય જાગ્યું, વીરના ચરણો મળ્યાં;
રોગ શોક દારિદ્ર સઘળાં, જેહથી દૂરે ટળ્યાં. અહા૦ ૧
ફેરો ફર્યો છે દુર્ગતિનો, શુભ ગતિ તરફેણમાં;
અલ્પ કાળે મોક્ષ પામી, વિચરશું આનંદમાં. અહા૦ ૨
જેમના તપનો ન મહિમા, કહી શકે શકેશ ભી;
તેમને હું સ્તવું શું બાળક, શક્તિનો જ્યાં લેશ નહિ. અહા૦ ૩
કામધેનુ કામકુંભ, ચિંતામણિ તું મળ્યો;
આજ મારે આંગણે, શ્રી વીર કલ્પતરૂ ફળ્યો. અહા૦ ૪
**લબ્ધિ**ના ભંડાર વ્હાલા, વીર વીર જપતાં થયા;
ગૌતમ શ્રી મોક્ષધામી, એ પ્રભુની ખરી દયા. અહા૦ ૫

## સામાન્ય જિનપદ.

રાગ ભેરવી.

જિનજી તું જગમાંહિ દીવો,
ધૂમ નહિ, નહિ વાટ અનુપમ, તેલકો પૂર ન પીવો;
તિન ભુવન કે ભાવ પ્રકાશત, કબહુ ન પવનથેં બીવો,
દેવવિજય કર જોડી કહત હે, બહોત વરસ તુંહિ જીવો.

## શ્રી મહાવીર જિન સ્તવન.

મહાવીર જિનવર મ્હેરબાની, મુજસેં જરીક કરનાજી;
તુમ નાથ જગતમેં બલીયા, ભવ સંકટ દુઃખ હરનાજી. મ૦
તુમ દયા સિંધુ કહેલાતે, મોરે શિરપર કર ધરનાજી. મ૦
મેં ભવ ભવ ભવવન ભટકી, તેરો લહ્યો શરનાજી. મ૦
હમ તુમ કોઈ ભવકી સગાઈ, પ્રભુ ધ્યાનમેં ધરનાજી. મ૦
મેરે કેરમકી કઠિન કહાણી, મેં કહા કરૂં વરણાજી. મ૦
મેરે પ્રાણકે પ્યારે પ્રભુજી, તેરે ચહું ચરણાજી. મ૦

## શ્રી અજિતનાથની લાવણી.

હે જિણંદજી કરી પ્રીત, આમ શું તોડી;
આ ભવ વનમાંહિ મુજને, ગયા કેમ છોડી. ૧
તુમ વિયોગે દુઃખ પામું, સુઝે નહિ કાંઇ;
હે અજિતનાથ મહારાજ, જાઉં હું કયાંહિ. ૨
રત્નાગરમાંહિ નહિ ખૂટે, કદી પાણી;
તેમ દયા તમારી, નાથ જગતમાં જાણી. ૩

આ રંક તણો જે વાંક, માફ હવે કરશો;
નિજ સેવકને જરી, નેહ નજરથી નીરખશો. ૪
હું કરગરી કહું છું કંત, કષ્ટ મુજ કાપો,
કહે પ્રાણ મને તુમ, ચરણની ચાકરી આપો. ૫

## શ્રી શાંતિનાથજીનું સ્તવન.

કરપી ભુંડો સંસારમાંરે એ રાગ.

શાંતિ જિનેશ્વર સાહિબારે, શાંતિ તણો દાતાર;
અંતરજામી છો માહરારે, આતમના આધાર. શાં૦ ૧.
ચિત ચાહે પ્રભુ ચાકરીરે, મન ચાહે મળવાને કાજ;
નયણ ચાહે પ્રભુ નિરખવારે, દ્યો દરિશન મહારાજ. શાં૦ ૨.
પલક ન વિસરો મન થકીરે, જેમ મોર મન મેહ;
એક પખો કેમ રાખીએરે, રાજ કપટનો નેહ. શાં૦ ૩.
તેહ નજર નિહાળતાંરે, વાધે બમણો વાન;
અખુટ ખજાનો પ્રભુ તાહરોરે, દીજીએ વંછિત દાન. શાં૦ ૪.
આશ કરે જે કોઈ આપણીરે, નહિ મૂકીએ નિરાશ;
સેવક જાણીને આપણોરે, દીજીએ તાસ દિલાસ. શાં૦ ૫.
દાયકને તો દેતાં થકારે, ક્ષણ નહિ લાગે વાર;
કાજ સરે નિજ દાસનારે, તે મોટો ઉપકાર. શાં૦ ૬.
એવું જાણીને જગધણીરે, દીલમાં ધરજો પ્યાર;
રૂપવિજય કવિરાયનોરે, મોહન જયજયકાર. શાં૦ ૭.

# સજ્ઝાય—પ્રારંભ.

---

## સામાયિકલાભ સજ્ઝાય.

કર પડિક્કમણું ભાવશું, દોય ઘડી શુભ ધ્યાન લાલરે;
પરભવ જાતાં જીવને, સંબલ સાચું જાણ લાલરે. કર૦ ૧.
શ્રી વીરમુખ એમ ઉચ્ચરે, શ્રેણિકરાય પ્રત્યે જાણ લાલરે;
લાખ ખાંડી સોના તણી, દિયે દિન પ્રત્યે દાન લાલરે. કર૦ ૨.
લાખ વરસ લગે તે વળી, એમ દીયે દ્રવ્ય અપાર લાલરે,
એક સામાયિકને તોલે, નાવે તેહ લગાર લાલરે. કર૦ ૩.
સામાયિક ચઉવિશ્થો ભલું, વંદન દોય દોય વાર લાલરે,
વ્રત સંભારોરે આપણાં, તે ભવ કર્મ નિવાર લાલરે. કર૦ ૪.
કર કાઉસ્સગ્ગ શુભ ધ્યાનથી, પચ્ચખ્ખાણ સૂધું વિચાર લાલરે;
દોય સઝાયે તે વળી, ટાળો ટાળો અતિચાર લાલરે. કર૦ ૫.
શ્રી સામાયિક પ્રતાપથી, લહિયે અમર વિમાન લાલરે;
**ધર્મસિંહ** મુનિ એમ ભણે, એ છે મુક્તિ નિદાન લાલરે. કર૦ ૬.

## શ્રી રૂપવિજયજી કૃત મનસ્થિર કરણની સજ્ઝાય.

મન સ્થિર કરજોરે સમકિત વાસીને ચપળ મ કરશોરે કુગુરૂ-
ઉપાસીને—એ આંકણી.

સમજણ કરીને ચિત્તમાં રાખો, શંકા કંખા વારી;
વિતિગિચ્છા ને ફળનો શંશય, પર દરશન સંગ છારી;
દીપક સરખોરે જ્ઞાન અભ્યાસીને. મન૦ ૧.

ધનુષ તીર ગદા ચક્ર ધરે જે, વયરી મારણ કાજ;
અર્ધાંગે જે રમણી રાખે, તેહને નહિ કંઈ લાજ;
દેવ ન કહીએરે નારી ઉપાસીને, પગે નવિ પડિએરે ક્રોધનિવાસીને;
તસ પય નમતાંરે પામશો હાંસીને— મન૦ ૨.

ધન કણ કંચન કામની રાતા, પાપતણા ભંડાર;
મારગ લોપી કોપીન પહેરી, કેમ લેશે ભવપાર;
પરિગ્રહ સંગીરે રહ્યા ઘર માંડીને, વિષય પ્રસંગીરે, લજ્જા છાંડીને;
મત ગુરૂ કરજોરે ભોગવિલાસીને— મન૦ ૩.

ગો મહીષી અજી અવી પય માખણ, ખરી કરભી શુની દુધ;
રોઝી અરક થુઅર ખુરસાણી, પય માખણ નહિ શુદ્ધ;
દુરગતિ પડતાંરે રહેજે સાહીને, ધર્મ તે કહીએરે નિશ્ચય લાઈને;
નામે ન ભૂલોરે જુઓ તપાસીને— મન૦ ૪.

ચોરી જારી દૂર નિવારો, મત કરો લોભ અપાર;
ક્ષમા દયા મનમાં નિત્ય ધારો, જેમ નિસ્તરો સંસાર;
પાપમ કરજોરે જીવ વિણાસીને, જૂઠ ન કહેશો રે છલ મનવાસીને;
સુખ જસ લહીએરે ધરમ ઉપાસીને— મન૦ ૫.

પંચ સમિતિ ત્રણ ગુપ્તિના ધોરી, ધરમ ધ્યાન ધરનાર;
શુકલ ધ્યાનમાં જસ મન વરતે, તે ગુરૂ તારણહાર;

તસ પદ પૂજોરે સરધા ધારીને, સેવના કરજોરે કુમતિ નિવારીને;
સેવો ધ્યાવોરે પરમ નિરાગીને— મન૦ ૬.

જિન ઉત્તમ પદ પદ્મની સેવા, કરજો સાચે ચિત્ત;
રૂપવિજય કહે અનુભવ લીલા, ઘટમાં પ્રગટે નિત્ય;
તિમ તુમે કરજો રે જ્ઞાન અભ્યાસીને, શમ દમ ધરજો રે,
ધ્યાન ઉપાસીને;
શિવ સુખ વરજો રે, ચિદઘન વાસીને. મન૦ ૭

## શ્રી આત્મબોધની સજ્ઝાય.

હો સુણ આતમા! મત પડ મોહ પિંજરમાંહિ માયા જાળરે.
ધન રાજ્ય જોબન રૂપ રામા, સુત સુતા ઘરબાર રે;
હુકમ હોદ્દા હાથી ઘોડા, કારિમો પરિવાર માયા જાળરે. હો સુણ૦ ૧
અતુલ બળ હરિ ચક્રી રામા, ભુજા જિત મદમત્ત રે;
ક્રૂર જમ બળ નિકટ આવે, ગળી જાયે સત્ત. મા૦ હો સુણ૦ ૨
પુહવીને જે છત્ર પરે કરે, મેરૂનો કરે દંડ રે;
તે પણ ગયા હાથ ઘસતા, મુકી સર્વ અખંડ. મા૦ હો સુણ૦ ૩
જે તખત બેસી હુકમ કરતા, પહેરી નવલા વેષ રે;
પાઘ સહેરા ધરત તેડા, મરી ગયા જમદેશ. મા૦ હો સુણ૦ ૪
મુખ તંબોલ ને અધર રાતા, કરત નવ નવ ખેલ રે;
તેહ નર પણ પુણ્ય ઘાટે, કરત પર ઘર ટેલ. મા૦ હો સુણ૦ ૫
ભજ સદા ભગવંત ચેતન, સેવ ગુરૂ પદપદ્મ રે;
રૂપ કહે કર ધર્મકરણી, પામે શાશ્વત સદ્મ. મા૦ હો સુણ૦ ૬

## શ્રી સુમતિવિજય કૃત આત્માને ઉપદેશની સજ્ઝાય.

જીવ વારૂં છું મોરા વાલમા, પરનારીથી પ્રીતિ મ જોડ;
પર નારીની સંગત નહિ ભલી, તારા કુળમાં લાગશે ખોડ. જી૦ ૧
જીવ આ સંસાર છે કારમો, દીસે છે આળ પંપાળ;
જીવ એહવું જાણી ચેતજે, આગળ માછીડે નાખી છે જાળ. જી૦ ૨
જીવ માત પિતા ભાઇ બહેનડી, સહુ કુટુંબ તણો પરિવાર;
જીવ વહેતી વારે સૌ સગું, પછી લાંબા કીધા જુહાર. જી૦ ૩
જીવ દેહલી લગે સગું આંગણું, શેરી લગે સગી માય;
જીવ સીમ લગે સાજન ભલો, પછી હંસ એકીલો જાય. જી૦ ૪
જીવ જાતાં થકાં નવિ જાણીયું, નવિ જાણ્યો વાર કુવાર;
જીવ ગાડું ભરીયું ઈંધણે, જીવ ખોખરી હાંડલી સાથ. જી૦ ૫
જીવ આઠમ પાખી ન ઓળખી, જીવ બહુલાં કીધાં પાપ,
જીવ સુમતિવિજય મુનિ એમ ભણે, જીવ આવાગમન નિવાર. જી૦ ૬

## શ્રી રહનેમીની સજ્ઝાય.

કાઉસ્સગ્ગ ધ્યાને મુનિ રહનેમિ નામે, રહ્યા છે ગુફામાં શુભ પરિણામેરે; દેવરિયા મુનિવર! ધ્યાનમાં રહેજો, ધ્યાન થકી હોય ભવનો પારરે, દેવરિયા મુનિવર! ધ્યાનમાં રહેજો—આંકણી. વરસાદે ભીનાં ચીર સોકળાં કરવા, રાજુલ આવ્યા તેણે ઠામરે. દેવ૦ ૧. રૂપે રતિ રે વસ્ત્ર વરજીત બાળા, દેખી ક્ષોભાણો તેણે ઠામ રે. દેવ૦ દીલડું ક્ષોભાણું જાણી રાજુલ ભાખે, રાખો સ્થિર

સન ગુણના ધામરે. દેવ૦ ૨. જાદવ કુળમાં જિનજી નેમ નગિના, વમન કરી છે મુજને તેણેરે. દેવ. બંધવ તેહના તમે શીવા દેવી જાયા, એવડો પટંતર કારણ કેણ રે. દેવ૦ ૩. પરદારા સેવી પ્રાણી નરકમાં જાયે, દુર્લભબોધિ પ્રાયે હોય રે, દેવ૦ સાધ્વી સાથે ચુકી પાપ જે બાંધે, તેહનો છુટકારો કદી નવ થાય રે. દેવ૦ ૪. અશુચિ કાયારે મળ મૂત્રની ક્યારી, તમને કેમ લાગી એવડી પ્યારીરે, દેવ૦ હુંરે સંયમી તમે મહાવ્રત ધારી, કમે મહાવ્રત જાશો હારી રે. દેવ૦ ૫. ભોગ વમ્યા રે મુનિ મનથી ન ઇચ્છે, નાગ અગંધન કુળના જેમ રે, દેવ૦ ધિક્ કુળ નીચા થઈ નેહથી નિહાળે, ન રહે સંયમ શોભા એમ રે. દેવ૦ ૬. એવા રસીલા રાજુલ વયણ સુણીને, બુઝયા રહનેમિ પ્રભુજી પાસ રે; દેવ૦ પાપ આલોઈ ફરી સંયમ લીધું, અનુક્રમે પામ્યા શિવ વાસરે. દેવ૦ ૭. ધન્ય ધન્ય જે નરનારી શિયળને પાળે, સમુદ્ર તર્યા સમ વ્રત છે એહ રે; દેવ૦ રૂપ કહે તેહના નામથી હોવે, અમ મન નિર્મળ સુંદર દેહ રે. દેવ૦ ૮.

## શ્રી પર્યુષણ પર્વની સજઝાય.

પર્વ પજુસણ આવીયા રે લાલ, કીજે ધર્મ ધ્યાન ભવિક-જન ! આરંભ સકળ નિવારીએ રે લાલ, જીવોને દીજે અભય-દાન રે. ભ૦ પર્વ૦ એ આંકણી. સઘળા માસ માંહે શીરે રે લાલ, ભાદ્રવ માસ સુમાસરે ભ૦ તિણ માંહે આઠ દિન રૂઅડા રે લાલ, કીજે સુકૃત ઉલ્લાસ રે. ભ૦ પર્વ૦ ॥ ૨ ॥

ખાંડણ પીસણ ગારના રે લાલ, નાવણ ધોવણ જેહ રે. ભ૦ એહવા આરંભ ટાળવા રે લાલ, ઉત્સવ કરીએ અનેક રે. ભ૦ પર્વ૦ ॥ ૩ ॥ પુસ્તક ઘર પધરાવીએ રે લાલ, આનંદ સહિત અનેક રે. ભ૦ ધર્મ સારૂ વિત્ત વાપરો રે લાલ, હૈયે આણો વિવેક રે. ભ૦ પર્વ૦ ॥ ૪ ॥ પૂજી અર્ચી આણીએરે લાલ, શ્રી સદ્‌ગુરૂની પાસ રે. ભ૦ ઢોલ દદામા ફેરીયા રે લાલ, માંગલિક ગાઓ ગીત રે ભ૦ પર્વ૦ ॥ ૫ ॥ શ્રીફળ સખર સોપારીયાં રે લાલ, દીજે સ્વામીને હાથ રે. ભ૦ લાભ અનંતા વધાવતાં રે લાલ, શ્રીમુખ ત્રિભુવન-નાથ રે. ભ૦ પર્વ૦ ॥ ૬ ॥ નવ વાંચન કલ્પસૂત્રનું રે લાલ, સાંભળો સુણો ભાવરે. ભ૦ સ્વામીવત્સલ કીજીએ રે લાલ, ભવજળ તરવા નાવરે. ભ૦ પર્વ૦ ॥ ૭ ॥ ચિત્ત કરી ચૈત્ય જુહારીએ રે લાલ, પૂજા સત્તર પ્રકાર રે. ભ૦ અંગ પૂજા સુગુરૂ તણી રે લાલ, કીજે હર્ષ અપાર રે. ભ૦ પર્વ૦ ॥૮॥ જીવ અમારી પળાવીએ રે લાલ, તીણથી શિવસુખ હોય રે. ભ૦ દાન સંવત્સરી દીજીએ રે લાલ, ઈણ સમ પર્વ ન કોય રે. ભ૦ પર્વ૦ ॥ ૯ ॥ કાઉસ્સગ્ગ કરીને સાંભળો રે લાલ, આગમ આપણે કાન રે. ભ૦ છટ્ઠ અટ્ઠમ તપ આકરાં રે લાલ, કીજીએ ઉજ્વલ ધ્યાન રે. ભ૦ પર્વ૦ ॥૧૦॥ ઈણ વિધે જે આરાધશે રે લાલ, તે લહેશે સુખ કોડી રે. ભ૦ મુક્તિમંદિરમેં મ્હાલશે રે લાલ, મતિહંસ નમે કર જોડી રે. ભ૦ પર્વ૦ ॥૧૧॥

## કાયાની અસ્થિરતાની સજ્ઝાય.

કાયા માયા દોનું કારમી, પરદેશીરે. કબહુ અપની ન હોય મિત્ર પ રદેશીરે; ઈનકો ગર્વ ન કીજીએ પરદેશી રે, છીનમેં દેખાવે છેહ. મિ૦ ૫૦ ૧. જૈસા રંગ પતંગકો પરદેશીરે, છિનમે ફીકો હોય, મિ૦ ૫૦ મણિમાણેક મોતી હીરલા, ૫૦ તાસ શરણ નહિ કોય મિ૦ ૫૦ ૨. જીસ ઘર હય ગય ઘુમતે, ૫૦ હુતા છતીશું રાગ, મિ૦ ૫૦ સોમંદિર સુના પડ્યા, ૫૦ બેસણ લાગ્યા કાગ. મિ૦ ૫૦ ૩. મણિ માણેક મોતી પુરતી, ૫૦ રાજા હરિશ્ચંદ્ર ઘર નાર, મિ૦ ૫૦ એક દિન એસા હોયગા, ૫૦ પરઘરકી પનીહાર મિ૦ ૫૦ ૪. હાથે પર્વત તોલતે, ૫૦ કરતે નરપતિ સેવ; મિ૦ ૫૦ સો ભી નર સબ ગલ ગયે, ૫૦ તેરી કયા ગણતરી હોય. મિ૦ ૫૦ ૫. છોડકે મંદિર માળીઆ, ૫૦ કરલે જિનશું રાગ; મિ૦ ૫૦ વો દીન કિંકર સોચના, ૫૦ લગસી ઈન તન આગ. મિ૦ ૫૦ ૬. જુઠો સબ સંસાર હે, ૫૦ સુપનાકા સો ખેલ; મિ૦ ૫૦ નગ કહે તાસ સમજકે, ૫૦ કરલે પ્રભુ શું મેળ. મિ૦ ૫૦ ૭.

## માનની સજ્ઝાય.

રે જીવ માન ન કીજીએ, માને વિનય ન આવે રે;
વિનય વિના વિદ્યા નહી, તો કિમ સમકિત પાવે રે. રે૦ ૧
સમકિત વિણ ચારિત્ર નહિ, ચારિત્ર વિણ નહી મુક્તિ રે;
મુક્તિના સુખ છે શાશ્વતા, તે કેમ લહીએ જુક્તિ રે. રે૦ ૨

વિનય વડો સંસારમાં, ગુણમાં અધિકારી રે;
માને ગુણ જાયે ગળી, પ્રાણી જોજો વિચારી રે. રે૦ ૩
માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે;
દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ હાર્યો રે. રે૦ ૪
સુકા લાકડા સારીખો, દુઃખદાયી એ ખોટો રે;
**ઉદયરતન** કહે માનને, દેજો દેશવટોરે. રે૦ ૫

## માયાની સઝાય.

સમકિતનું મૂળ જાણીએજી, સત્ય વચન સાક્ષાત;
સાચામાં સમકિત વસેજી, માયામાં મિથ્યાત્વરે પ્રાણી!
મ–કરીશ માયા લગાર. એ આંકણી૦ ૧
મુખ મીઠો જૂઠો મનેજી, કૂડ કપટનોરે કોટ;
જીભે તો જી જી કરેજી, ચિત્તમાં તાકે ચોટ રે. પ્રાણી૦ ૨
આપ ગરજે આઘો પડેજી, પણ ન ધરે વિશ્વાસ;
મેલ ન છંડે મનતણોજી, એ માયાનો પાસ રે. પ્રાણી૦ ૩
જેહશું બાંધે પ્રીતડીજી, તેહશું રહે પ્રતિકૂળ;
મેલ ન છંડે મનતણોજી, એ માયાનું મૂળ રે. પ્રાણી૦ ૪
તપ કીધો માયા કરીજી, મિત્રશું રાખ્યોરે ભેદ;
મલ્લિ જિનેશ્વર જાણજોજી, તો પામ્યા સ્ત્રીવેદ રે. પ્રાણી૦ ૫
**ઉદયરત્ન** કહે સાંભળોજી, મેલો માયાની બુદ્ધ;
મુક્તિપુરી જાવા તણોજી, એ મારગ છે શુદ્ધરે. પ્રાણી૦ ૬

# શ્રી અરણિક મુનિની સઝાય.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાઝે શિશોજી;
પાય અણવાણેરે વેળુ પરજળે, તન સુકુમાળ મુનીશોજી. અ૦ ૧
સુખ કરમાયું રે માલતી ફુલજ્યું, ઉભો ગોખની હેઠોજી;
ખરે બપોરે દીઠો એકલો, મોહી માનિની દીઠોજી. અ૦ ૨
વયણ રંગીલીરે નયણે વિંધિયો, ઋષિ થંભ્યો તેણે ઠાણોજી;
દાસીને કહે જારે ઉતાવળી, ઋષિ તેડી ઘેર આણોજી. અ૦ ૩
પાવન કીજેરે ઋષિ ઘર આંગણું, વોરો મોદક સારોજી;
નવ યૌવન રસ કાયા કાં દહો, સફળ કરો સંસારોજી. અ૦ ૪
ચંદ્રવદનીએ ચારિત્ર ચૂકવ્યું, સુખ વિલસે દિન રાતોજી;
બેઠો ગોખે રે રમતા સોગઠે, તવ દીઠી નિજ માતોજી. અ૦ ૫
અરણિક અરણિક કરતી મા ફરે, ગલીએ ગલીએ બજારોજી;
કહો કેણે દીઠોરે મારો અરણિકો, પુછે લોક હજારોજી. અ૦ ૬
હું કાયર છું રે મોરી માવડી, ચારિત્ર ખાંડાની ધારોજી;
ધિક્ ધિક્ વિષયારે મારા જીવને, મેં કીધો અવિચારોજી. અ૦ ૭
ગોખેથી ઉતરીરે જનનીને પાય પડ્યો, મનશું લાજ્યો અપારોજી;
વત્સ તુજ ન ઘટેરે ચારિત્ર ચૂકવું, જેહથી શિવસુખ સારોજી. અ૦ ૮
એમ સમજાવીરે પાછો વાળીયો, આણ્યો ગુરૂની પાસેજી;
સદ્ગુરૂ દીએરે શિખ ભલી પરે, વૈરાગ્યે મન વાસ્યોજી. અ૦ ૯
અગ્નિ ધખંતીરે શિલા ઉપરે, અરણિકે અણશણ કીધોજી;
રૂપવિજય કહે ધન્ય તે મુનિવરા, જેણે મનવંછિત લીધોજી. અ૦ ૧૦

# શ્રી સ્થૂળીભદ્રની સઝાય.

શ્રી સ્થૂળીભદ્ર મુનિગણમાં શિરદાર જો, ચોમાસું આવ્યા કોશ્યા આગાર જો; ચિત્રામણશાળાએ તપ જપ આદર્યા જો. ॥ ૧ ॥ આદરિયાં વ્રત આવ્યા છો અમ ગેહ જો, સુંદરી સુંદર ચંપકવરણી દેહ જો; હમ તુમ સરીખો મેળો આ સંસારમાં જો. ॥ ૨ ॥ સંસારે મેં જોયું સકળ સ્વરૂપ જો, દર્પણની છાંયામાં જેવું રૂપ જો; સુપનાની સુખલડી ભુખ ભાંગે નહિ જો. ॥ ૩ ॥ ના કહેશો તો નાટક કરશું આજ જો, બાર વરસની માયા છે મુનિરાજ જો; તે છાડી કેમ જાઉં હું આશા ભરી જો. ॥ ૪ ॥ આશા ભરીયો ચેતન કાળ અનાદિ જો, ભમીઓ ધર્મ ને હીણ થયો પરમાદી જો; ન જાણી મેં સુખની કરણી જોગની જો. ॥ ૫ ॥ જોગી તો જંગલમાં વાસો વસીયા જો, વેશ્યાને મંદિરીએ ભોજન રસીયા જો; એવા તુમને દીઠા સંયમ સાધતા જો. ॥ ૬ ॥ સાધશું સંયમ ઈચ્છારોધ વિચારી જો, કૂર્માપુત્ર થયા નાણી ઘરબારી જો; પાણીમાંહે પંકજ કોરૂં જાણીએ જો. ॥ ૭ ॥ જાણી એ તો સઘળી તમારી વાત જો, મેવા મીઠા રસવંતા બહુ ભાત જો; અમ્બર ભૂષણ નવનવલી ભાતે લાવતા જો. ॥ ૮ ॥ લાવતા તો તું દેતી આદરમાન જો, કાયા જાણું રંગ પતંગ સમાન જો; ઠાલીને શી કરવી એહવી પ્રીતડી જો. ॥ ૯ ॥ પ્રીતલડી કરતા ને રંગભર સેજ જો, રમતા ને દેખાડંતા ઘણું હેત જો; રીસાણી મનાવી સુજને

સાંભરે જો. ॥ ૧૦ ॥ સાંભરે તો મુનિવર મનડું વાળે જો, હાંક્યો અગ્નિ ઉત્રાડે પરજાળે જો, સંજમમાંહી એ છે દૂષણ મોટકું જો. ॥ ૧૧ ॥ મોટકું આવ્યું રાજા નંદનું તેડું જો, જાતાં ન વઢે કાંઇ તમારૂં મનડું જો; મેં તુમને ત્યાં કોલ કરીને મોકલ્યા જો. ॥ ૧૨ ॥ મોકલ્યા તો મારગમાંહી મળીયા જો, સંભુતિ આચારજ જ્ઞાને બળીયા જો; સંજમ દીધું સમક્તિ તેણે શીખવ્યું જો. ॥ ૧૩ ॥ શીખવ્યું તો કહી દેખાડો અમને જો, ધર્મ કરંતા પુન્ય વડેરૂં તમને જો; અમતાને ઘેર આવી વેશ્યા એમ વદે જો. ॥ ૧૪ ॥ વદે મુનીશ્વર શંકાને પરિહાર જો, સમકિત મૂળે શ્રાવકના વ્રત બાર જો; પ્રાણાતિપાતાદિક સ્થૂળથી ઉચ્ચરે જો. ॥ ૧૫ ॥ ઉચ્ચરે તો વીત્યું છે ચોમાસું જો, આણા લઇને આવ્યા ગુરૂની પાસે જો; શ્રુતનાણી કહેવાણા ચૌદે પૂરવી જો. ॥ ૧૬ ॥ પૂરવી થઇને તાર્યાં પ્રાણી અથોક જો, ઉજ્વળ ધ્યાને તેહ ગયા દેવલોક જો; ઋષભ કહે નિત તેહને કરીએ વંદણા જો. ॥ ૧૭ ॥

## આપ સ્વભાવની સજ્ઝાય.

આપ સ્વભાવમાંરે, અબધુ સદા મગનમેં રહેના,
જગત જીવ હે કરમાધીના, અચરિજ કછુ અ ન લીના. આ૦ ૧

તું નહિ કેરા કો નહિ તેરા, ક્યા કરે મેરા મેરા;
તેરા હે સો તેરી પાસે, અવર સબે અનેરા. આ૦ ૨

વપુ વિનાશી તું અવિનાશી, અબ હે ઈનકું વિલાસી,
વપુ સંગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી. આ૦ ૩
રાગ ને રીસા દોય ખવીસા, એ તુમ દુઃખકા દીસા;
જબ તુમ ઉનકુ દૂર કરીસા, તબ તુમ જગકા ઈસા. આ૦ ૪
પરકી આશા સદા નિરાશા, એ હે જગ જન પાસા,
તે કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખ વાસા. આ૦ ૫
કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુવા અપભ્રાજી,
કબહીક જગમેં કીર્તિ ગાજી, સબ પુદ્ગલકી બાજી. આ૦ ૬
શુદ્ધ ઉપયોગને સમતા ધારી, જ્ઞાન ધ્યાન મનોહારી,
કર્મ કલંકકું દૂર નિવારી, જીવ વરે શિવનારી. આ૦ ૭

---

# આરતિ.

જય જય આરતિ આદિ જિનંદા, નાભીરાયા મારૂદેવીકો નંદા; પહેલી આરતી પૂજા કીજે, નરભવ પામીને લ્હાવો લીજે. જય૦ ॥ ૧ ॥ દુસરી આરતિ દીનદયાળા, ધુળેવ નગરમાં જગ અજવાળ્યા. જય૦ ॥ ૨ ॥ તીસરી આરતિ ત્રિભુવન દેવા, સુરનર ઈંદ્ર કરે તોરી સેવા. જય ॥ ૨ ॥ ચોથી આરતિ ચૌગતિ ચૂરે, મનવંછિત ફળ શિવસુખ પૂરે. જય૦ ॥ ૪ ॥ પંચમી આરતિ પુન્ય ઉપાયા, મૂળચંદ રીખવ ગુણ ગાયા. જય૦ ॥ ૫ ॥

## મંગળદીવો.

દીવોરે દીવો મંગળિક દીવો, આરતિ ઉતારીને બહુ ચિરંજીવો. દી૦
સોહામણું ઘેર પર્વ દીવાળી, અંબર ખેલે અમરા બાળી. દી૦
દેપાળ ભણે એણે કુળ અજુઆળી, ભાવે ભગતે વિઘન નિવારી. દી૦
દેપાળ ભણે એણે કળિકાળે, આરતિ ઉતારી રાજા કુમારપાળે. દી૦
અમ ઘેર મંગળિક તમ ઘેર મંગળિક, મંગળિક ચતુર્વિધ સંઘને હોજો.
દીવોરે દીવો મંગળિક દીવો.

---

## દિવાળીપૂજન

અંગુઠે અમૃત વસે, લબ્ધિતણા ભંડાર;
તે ગુરૂ ગૌતમ સમરીએ, વંછિત ફળ દાતાર. ૧
પ્રભુ વચને ત્રિપદી લહી, સૂત્ર રચે તેણી વાર;
ચઉદે પૂરવમાં રચે, લોકાલોક વિચાર. ૨
ભગવતી સૂત્રે ધુર નમી, બંભી લિપિ જયકાર;
લોક લોકોત્તર સુખ ભણી, ભાપી લિપિ અઢાર. ૩
વીર પ્રભુ સુખિયા થયા, દીવાળી દિન સાર;
અંતરમુહૂર્તી તતખીણે, સુખીયો સહુ સંસાર. ૪
કેવળજ્ઞાન લહે તદા, શ્રી ગૌતમ ગણધાર;
સુરનર હરખ ધરી પ્રભુ, કરે અભિષેક ઉદાર. ૫
સુરનર પરખદા આગળે, ભાપે શ્રી શ્રૂત નાણ;
નાણ થકી જગ જાણીએ, દ્રવ્યાદિક ચોઠાણ. ૬
તે શ્રૂતજ્ઞાનને પૂજીએ, ધૂપ દીપ મનોહાર;
વીર આગમ અવિચળ રહો, વરસ એકવીશ હજાર. ૭

### શ્રી વિનયવિજયોપાધ્યાયવિરચિત

# શ્રી પુન્યપ્રકાશનું સ્તવન.

દુહા.

સકલ સિદ્ધિદાયક સદા, ચોવીશે જિનરાય;
સદ્ગુરૂ સ્વામિની સરસતી, પ્રેમે પ્રણમું પાય. ૧
ત્રિભુવનપતિ ત્રિશલાતણો, નંદન ગુણ ગંભીર;
શાસનનાયક જગ જયો, વર્ધમાન વડવીર. ૨
એક દિન વીર જિણંદને, ચરણે કરી પ્રણામ;
ભવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમ સ્વામ. ૩
મુક્તિમાર્ગ આરાધીએ, કહો કિણ પેરે અરિહંત;
સુધા સરસ તવ વચન રસ, ભાખે શ્રી ભગવંત. ૪
અતિચાર આલોઇએ, વ્રત ધરીએ ગુરૂ સાખ;
જીવ ખમાવો સયલ જે, યોનિ ચોરાશી લાખ. ૫
વિધિશું વળી વોસરાવિએ, પાપસ્થાન અઢાર;
ચાર શરણ નિત્ય અનુસરો, નિંદો દુરિતાચાર. ૬
શુભ કરણી અનુમોદીએ, ભાવ ભલો મન આણ;
અણશણ અવસરે આદરી, નવપદ જપો સુજાણ. ૭
શુભ ગતિ આરાધન તણા, એ છે દશ અધિકાર;
ચિત્ત આણીને આદરો, જેમ પામો ભવ પાર. ૮

## ॥ ઢાળ ૧ લી. ॥

એ છિંડી કીહાં રાખી—એ દેશી.

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વીરજ, એ પાંચે આચાર; એહ તણા ઈહભવ પરભવના, આલોઇએ અતિચાર રે; પ્રાણી ! જ્ઞાન ભણો ગુણ ખાણી, વીર વદે એમ વાણી રે. પ્રા૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ગુરૂ ઓળવીએ નહિ ગુરૂ વિનયે, કાળે ધરી બહુમાન; સૂત્ર અર્થ તદુભય કરી સૂધાં, ભણીએ વહી ઉપધાન રે. પ્રા૦ ॥ ૨ ॥ જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકરવાળી; તેહ તણી કીધી આશાતના, જ્ઞાન ભક્તિ ન સંભાળી રે. પ્રા૦ ॥ ૩ ॥ ઈત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ; આ ભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છામિદુક્કડં તેહ રે. પ્રા૦ ॥ ૪ ॥ સમકિત લ્યો શુદ્ધ જાણી, વીર વદે એમ વાણીરે. ॥પ્રા૦ સ૦॥ જિનવચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાખ; સાધુતણી નિંદા પરિહરજો, ફળ સંદેહ મ રાખ રે. પ્રા૦ સ૦ ॥ ૫ ॥ મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરીએ; સામીને ધરમે કરી થીરતા, ભક્તિ પ્રભાવના કરીએ રે. પ્રા૦ સ૦ ॥ ૬ ॥ સંઘ ચૈત્ય પ્રાસાદતણો જે, અવર્ણવાદ મન લેખ્યો; દ્રવ્ય દેવકો જે વિણસાડ્યો, વિણસંતાં ઉવેખ્યો રે. પ્રા૦ સ૦ ॥ ૭ ॥ ઈત્યાદિક વિપરીતપણાથી, સમકિત ખંડ્યું જેહ. આભવ૦ મિચ્છા૦ પ્રા૦ ॥ ૮ ॥ ચારિત્ર લ્યો ચિત્ત આણી. પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચન માય; સાધુતણે ધરમે પરમાદે, અશુદ્ધ વચન

મન કાય રે. પ્રા૦ ચા૦ ॥ ૯ ॥ શ્રાવકને ધરમે સામાયિક, પોસહમાં મન વાળી; જે જયણાપૂર્વક એ આઠે, પ્રવચન માય ન પાળી રે. પ્રા૦ ચા૦ ॥ ૧૦ ॥ ઇત્યાદિક વિપરિતપણાથી, ચારિત્ર ડોળ્યું જેહ. આ ભવ૦ મિચ્છા૦ પ્રા૦ ચા૦ ॥ ૧૧ ॥ બારે ભેદે તપ નવિ કીધો, છતે જોગે નિજ શક્તે; ધર્મે મન વચ કાયા વીરજ, નવિ ફોરવીયું ભગતેરે. પ્રા૦ ચા૦ ॥ ૧૨ ॥ તપ વીરજ આચારે એણી પરે, વિવિધ વિરાધ્યાં જેહ; આ ભવ૦ મિ૦ પ્રા૦ ચા૦ ॥ ૧૩ ॥ વળીય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આળોઇએ; વીરજિનેશ્વર વયણ સુણીને, પાપ મેલ સવી ધોઇએરે. પ્રા૦ ચા૦ ॥ ૧૪ ॥

## ॥ ઢાળ ૨ જી ॥

॥ પામી સુગુરૂ પસાય એ—દેશી ॥

પૃથ્વી પાણી તેઉ, વાયુ વનસ્પતિ; એ પાંચે થાવર કહ્યાં એ ॥ ૧ ॥ કરી કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં; કુવા તળાવ ખણાવીયાએ. ॥ ૨ ॥ ઘર આરંભ અનેક, ટાંકા ભોંયરા; મેડી માળ ચણાવીઆએ. ॥ ૩ ॥ લીંપણ ગુંપણ કાજ, એણીપરે પરપરે; પૃથ્વીકાય વિરાધીયાએ. ॥ ૪ ॥ ધોયણ નાહણ પાણી, ઝીલણ અપકાય; છોતિ ધોતિ કરી દુહવ્યાએ. ॥ ૫ ॥ ભાઠીગર કુંભાર, લોહ સોવનગરા; ભાડભુંજા લિહાળાગરાએ. ॥ ૬ ॥ તાપણ શેકણ કાજ, વસ્ત્ર નિખારણ; રંગણ રાંધણ રસવતીએ. ॥ ૭ ॥ એણી પરે કર્માદાન, પરે પરે

ધરીય વિચાર તો, શિવગતિ આરાધન તણો ॥ સા૦ ॥ એ બીજો અધિકાર તો ॥ ૨ ॥ જીવ સવે ખમાવીએ ॥ સા૦ ॥ યોનિ ચોરાશી લાખ તો, મન શુદ્ધે કરી ખામણાં ॥ સા૦ ॥ કોઈ શું રોષ ન રાખ તો ॥ ૩ ॥ સર્વ મિત્ર કરી ચિંતવો ॥ સા૦ ॥ કોઈ ન જાણે શત્રુ તો, રાગ દ્વેષ એમ પરિહરો ॥ સા૦ ॥ કીજે જન્મ પવિત્ર તો ॥ ૪ ॥ સામી સંઘ ખમાવીએ ॥ સા૦ ॥ જે ઉપની અપ્રીત તો, સજન કુટુંબ કરો ખામણાં ॥ સા૦ ॥ એ જિનશાસન રીત તો ॥ ૫ ॥ ખમીએ ને ખમાવીએ ॥ સા૦ ॥ એહજ ધર્મનું સાર તો, શિવગતિ આરાધન તણો ॥ સા૦ ॥ એ ત્રીજો અધિકાર તો ॥ ૬ ॥ મૃષાવાદ હિંસા ચોરી ॥ સા૦ ॥ ધનમૂર્છા મૈથૂન તો, ક્રોધ માન માયા તૃષ્ણા ॥ સા૦ ॥ પ્રેમ દ્વેષ પૈશુન તો ॥ ૭ ॥ નિંદા કલહ ન કીજીએ ॥ સા૦ ॥ કુડાં નં દીજે આળ તો, રતિ અરતિ મિથ્યા તજો ॥ સા૦ ॥ માયામોસ જંજાળ તો ॥ ૮ ॥ ત્રિવિધ ત્રિવિધ વોસરાવિયે ॥ સા૦ ॥ પાપસ્થાન અઢાર તો, શિવગતિ આરાધન તણો ॥ સા૦ ॥ એ ચોથો અધિકાર તો ॥ ૯ ॥

## ॥ ઢાળ ૫ મી ॥

॥ હવે નિસુણો ઇહાં આવીયા એ–દેશી. ॥

જનમ જરા મરણે કરી એ, એ સંસાર અસાર તો;
કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઈ ન રાખણહાર તો ॥ ૧ ॥

શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો; શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો ॥ ૨ ॥ અવર મોહ સવિ પરિહરી એ, ચાર શરણ ચિત્ત ધાર તો; શિવ-ગતિ આરાધન તણો એ, એ પાંચમો અધિકાર તો ॥ ૩ ॥ આભવ પરભવ જે કર્યાં એ, પાપ કર્મ કોઈ લાખ તો, આત્મ સાખે તે નિંદીએ એ, પડિક્કમિએ ગુરૂ સાખ તો ॥ ૪ ॥ મિથ્યા મતિ વર્તાવિયા એ, જે ભાખ્યા ઉત્સૂત્ર તો; કુમતિ કદાગ્રહને વશે એ, વળી ઉથાપ્યાં સૂત્ર તો ॥ ૫ ॥ ઘડ્યાં ઘડાવ્યાં જે ઘણાં એ, ઘરટી હળ હથીયાર તો; ભવ ભવ મેળી મૂકીયાં એ, કરતાં જીવ સંહાર તો ॥ ૬ ॥ પાપ કરીને પોષીયાં એ, જનમ જનમ પરિવાર તો; જનમાંતર પહોત્યા પછીએ, કોઇએ ન કીધી સાર તો ॥ ૭ ॥ આ ભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક તો; ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ એ, આણી હ્રદય વિવેક તો ॥ ૮ ॥ દુઃકૃતનિંદા એમ કરી એ, પાપ કરો પરિહાર તો, શિવગતિ આરાધન તણો એ, એ છઠ્ઠો અધિકાર તો ॥ ૯ ॥

## ॥ ઢાળ ૬ ઠ્ઠી ॥

॥ આદિ તું જોઇને આપણી—એ દેશી.

ધનધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ; દાન શિયળ તપ આદરી, ટાળ્યાં દુષ્કર્મ. ॥ ધન૦ ॥ ૧ ॥ શેત્રુંજા-દિક તીર્થની, જે કીધી જાત્ર; જુગતે જિનવર પૂજીયા, વળી પોષ્યાં પાત્ર. ॥ ધન૦ ॥ ૨ ॥ પુસ્તક જ્ઞાન લખાવીયાં, જિન-

ઘર જિન ચૈત્ય; સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ક્ષેત્ર. ॥ ધન૦ ॥ ૩ ॥ પડિક્કમણાં સુપરે કર્યાં, અનુકંપા દાન; સાધુ સૂરિ ઉવઝાયને, દીધાં બહુ માન. ॥ ધન૦ ॥ ૪ ॥ ધર્મ કાજ અનુમોદીએ, એમ વારોવાર; શિવગતિ આરાધન તણો, સાતમો અધિકાર. ॥ ધન૦ ॥ ૫ ॥ ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ; સમતા ભાવે ભાવીએ, એ આતમરામ ॥ ધન૦ ॥ ૬ ॥ સુખ દુઃખ કારણ જીવને, કોઈ અવર ન હોય; કર્મ આપ જે આચર્યાં, ભોગવીએ સોય. ॥ધન૦॥૭॥ સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુન્ય કામ; છાર ઉપર તે લીપણું, ઝાંખર ચિત્રામ ॥ ધન૦ ॥ ૮ ॥ ભાવ ભલીપરે ભાવીએ, એ ધર્મનો સાર; શિવગતિ આરાધન તણો, આઠમો અધિકાર. ॥ ધન૦ ॥ ૯ ॥

## ॥ ઢાળ ૭ મી ॥

॥ રૈવતગિરિ ઉપરે—એ દેશી ॥

હવે અવસર જાણી, કરી સંલેખણ સાર; અણસણ આદરીએ, પચ્ચખી ચાર આહાર. લલુતા સવિ મૂકી, છાંડી મમતા અંગ; એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ ॥ ૧ ॥ ગતિ ચારે કીધાં, આહાર અનંત નિશંક; પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીઓ રંક; દુલહો એ વળી વળી, અણસણનો પરિણામ; એહથી પામીજે, શિવપદ સુરપદ ઠામ ॥ ૨ ॥ ધન ધના શાલિભદ્ર, ખંધો મેઘકુમાર; અણ- સણ આરાધી, પામ્યા ભવનો પાર; શિવમંદિર જાશે, કરી

એક અવતાર; આરાધન કેરો, એ નવમો અધિકાર. ॥૩॥ દશમે અધિકારે, મહામંત્ર નવકાર; મનથી નવિ મૂકો, શિવ સુખ ફલ સહકાર; એ જપતાં જાયે, દુર્ગતિ દોષવિકાર; સુપરે એ સમરો, ચૌદ પૂરવનું સાર ॥૪॥ જનમાંતર જાતાં, જો પામે નવકાર; તો પાતિક ગાળી, પામે સુરઅવતાર; એ નવ પદ સરિખો, મંત્ર ન કોઈ સાર; ઇહ ભવ ને પરભવે, સુખ સંપતિ દાતાર ॥૫॥ જુઓ ભિલ ભિલડી, રાજા રાણી થાય; નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય. રાણી રત્નવતી, બેહુ પામ્યા સુરભોગ; એક ભવથી લેશે, સિદ્ધવધુ સંજોગ ॥૬॥ શ્રીમતીને એ વળી, મંત્ર ફળ્યો તત્કાળ; ફણીધર ફીટીને, પ્રગટ થઇ ફુલમાળ; શિવકુમરે જોગી, સોવન પુરૂષો કીધ; એમ એણે મંત્રે, કાજ ઘણાનાં સિદ્ધ. ॥૭॥ એ દશ અધિકારે, વીર જિનેશ્વર ભાખ્યો; આરાધન કેરો, વિધિ જેણે ચિત્તમાં રાખ્યો; તેણે પાપ પખાળી, ભવ ભય દૂરે નાંખ્યો; જિન વિનય કરંતા, સુમતિ અમૃતરસ ચાખ્યો. ॥૮॥

## ॥ ઢાળ ૮ મી ॥

॥ નમો ભવિ ભાવશું એ—એ દેશી ॥

સિદ્ધારથ રાય કુળતિલો એ, ત્રિશલા માત મલ્હાર તો; અવનિ તળે તમે અવતર્યા એ, કરવા અમ ઉપકાર; જયો જિન વીરજી એ ॥૧॥ મેં અપરાધ કર્યા ઘણા એ, કહેતાં ન લહું પાર તો; તુમ ચરણે આવ્યા ભણી એ, જો તારે તો તાર. ॥ જયો૦ ॥૨॥ આશ કરીને આવીયો એ, તુમ ચરણે

મહારાજ તો; આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજ. ॥ જયો૦ ॥ ૩ ॥ કરમ અલુંજણ આકરાં એ, જનમ મરણ જંજાળ તો; હું છું એહથી ઉભગ્યો એ, છોડવ દેવદયાળ ॥ જયો૦ ॥ ૪ ॥ આજ મનોરથ સવિ ફળ્યા એ, નાઠાં દુઃખ દંદોળ તો; તુઠ્યો જિન ચોવીશમો એ, પ્રગટ્યા પુન્ય કલ્લોલ ॥ જયો૦ ॥ ૫ ॥ ભવ ભવ વિનય તુમારડોએ, ભાવ ભક્તિ તુમ પાય તો; દેવ દયા કરી દીજીએ એ, બોધિબીજ સુપસાય ॥ જયો૦ ॥ ૬ ॥

॥ કળશ ॥

ઈય તરણ તારણ સુગતિ કારણ, દુઃખ નિવારણ જગ જયો;
શ્રીવીરજિનવર ચરણ થુણતાં, અધિક મન ઉલ્લટ થયો ॥ ૧ ॥
શ્રી વિજયદેવસૂરીંદ પટધર, તીરથ જંગમ ઇણે જગે;
તપગચ્છપતિ શ્રીવિજયપ્રભસૂરિ, સૂરિ તેજે ઝગમગે ॥ ૨ ॥
શ્રી હીરવિજયસૂરિ શિષ્ય વાચક, કીર્ત્તિવિજય સુરગુરૂ સમો;
તસ શિષ્ય વાચક **વિનયવિજય**, થુણ્યો જિન ચોવીશમો. ॥ ૩ ॥
સય સત્તર સંવત ઓગણત્રીશે, રહી રાંદેર ચોમાસ એ;
વિજયદશમી વિજય કારણ, કિયો ગુણ અભ્યાસ એ. ॥૪॥
નર ભવ આરાધન સિદ્ધિસાધન, સુકૃત લીલવિલાસ એ;
નિર્જરા હેતે સ્તવન રચિયું, નામે પુન્યપ્રકાશ એ. ॥ ૫ ॥

**સમાપ્ત.**